# આમુખ

સુશ્રાવક હીરાચંદભાઇ જોગ

તમો શીલની સુવાસ નામનું પુસ્તક છપાવો છો તે તમારો પ્રયાસ અનુમોદનીય છે.

શ્રી સુયગડાંગ સુત્રના છઠ્ઠા અધ્યયનમાં લખ્યું છે.

देव दाणव गन्धव्वा, जक्ख रक्खसा किन्नरा
बम्भयारिं नमंसंति दुक्करं जे करन्ति तं ।

દેવ-દાનવ-યક્ષ-રાક્ષસ-કિન્નર-ગંધર્વ સર્વ કોઇ બ્રહ્મચારી-આગળ નત મસ્તક બને છે. હાથોથી સમુદ્ર તરવો દુષ્કર છે તેમ એક જીભથી શીલના લાભો વર્ણવવા મુશ્કેલ છે.

તમારૂં જીવન પુષ્પ શીલની સુવાસથી મઘમઘી ઊઠજો એવી અંતરની આશિષ છે.

લી.
આચાર્ય અશોકચંદ્રસૂરિના
ધર્મલાભ
જવાહરનગર, ગોરેગાંવ
મુંબઈ-૬૨.
તા. ૯-૮-૧૯૭૩




શેઠશ્રી ચીમનલાલ પ્રેમચંદના આર્થીક સૌજન્યથી

શીલ–સદાચાર–સંયમના પુષ્પો વડે જેમનું
જીવન ઉદ્યાન મઘમઘે છે.



લીલાવતી છગનલાલ સરકાર

શ્રી અંચલગચ્છ જૈન સંઘના માનનીય પ્રમુખ



શેઠશ્રી નારણજી શામજી મોમાયા

શ્રી શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન કોન્ફરન્સના
માનનીય પ્રમુખ



શેઠશ્રી દીપચંદ સવરાજ ગાર્ડી
બાર એટ-લૉ

ગુપ્ત દાન જેમના જીવનનો મહામંત્ર છે.



શેઠશ્રી અજીતભાઈ મણીલાલ ઝવેરી

શેઠશ્રી ચાંદમલજી મુણોત



મેસર્સ રાજેન્દ્ર ઇન્ટરનેશનલ-સોલાપુરના
આર્થિક સૌજન્યથી

લેખક દ્વિતિય પ્રકાશન

# "સપને-સુહાને ના"

ઉદ્‌ઘાટન-સમારંભમાં

આવેલા મંગલ સંદેશા.

# भगवान श्री रजनीश

प्रिय हिराचन्दजी !

प्रेम ! आपका भावभरा आमंत्रण के लिए धन्यवाद ! भगवान श्री के आशिष. आपका समारंभ आनन्द से हो !

मा योग-लक्ष्मी के प्रणाम.

दि. १८-४-७५

M. N. Kotv
**Bombay.**
April 15, 19

Shri Hirachand Jhaveri

Rev. " Chitra-Bhanu " wishes you success your programme.

Sincerely,
Sd/-
( M. N. **KOTWAL**

Sarabhai Lakshmichand & Co.
108, Zaveri Bazar,
Bombay-2.
14th April 1972.

Dear Shri Hirachand Jhaveri

My best blessings are with you and I wish the Function every success.

Sincerely Yours
Sd/-
( S. L. JHAVERI )

Dr. Shanti G. Patel
Ex Mayor.
**Bombay-16.**

My Dear Hirachandbhai

I have pleasure in sending you my Best Wishes. With kind regards.

Yours Sincerely,
Sd/-
( SHANTI PATEL)

Hiralal L. Shah
M. Sc. (U.S A.)
April 17, 1972.

Dear Shri Jhaveri

I take this occassion of wishing your Function a great success and you have my Best Wishes to carry on the kind of literary work that you are doing for the Jain Society.

Once again wishing you all the very best and with my kind regards, I remain,

Sincerely,
Sd/-
( Hiralal L. Shah)

Dr. M. N. Desai Ph. D.
Municipal Commissioner

Office of the Municipal Commissioner
Bombay.
11th April 1972.

Dr. M. N. DESAI, Municipal Commissioner, thanks Shri H. S. Jhaveri for his kind invitation and sends his good wishes on the occassion.

Sincerely,
Sd/-
(M. N. **DESAI**

Morarjibhai Desai
5, Duplex Road,
NEW DELHI-11.
April 12, 1972.

Dear Shri Jhaveri

I send you my good wishes on this occassion.

Yours Sincerely
Sd/-
(MORARJI DESAI)

ધીરજલાલ ટોકરસી શાહ
તા. ૧૨-૪-૧૯૭૨

ભાઇશ્રી હિરાચંદ સ્વરૂપચંદ ઝવેરી

આપના "સપને-સુહાને" પુસ્તકના ઉદ્‌ઘાટન સમારંભ અંગેનો પત્ર મળ્યો. આપના પ્રયત્નોની સફળતા ઇચ્છું છું.

આપના,
ધીરજલાલ ટી. શાહના
જયજીનેન્દ્ર.

રમણલાલ વજેચંદ શાહ
અમદાવાદ.
તારીખ ૭-૩-૧૯૭૨

રા. રા. હિરાચંદ સ્વરૂપચંદ ઝવેરી મુંબઈ.

આપનો પત્ર મળ્યો વાંચી આનંદ. આપના તરફથી પ્રગટ થના "સપને-સુહાને" નામના પ્રકાશનનું ઉદ્‌ઘાટન મારા હાથે કરાવવાની ભાવના છે તે માટે આભારી છું. પણ સંજોગવશાત્ આવી શકાય તેમ નથી તો ક્ષમા કરશો.

તમારા આ શુભ કાર્યમાં મારી શુભેચ્છા છે. અને દિન-પ્રતિ દિન આવા સુંદર કાર્યો વધારે કરો એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

લી.
રમણલાલ વજેચંદના
પ્રણામ.

તા. ૧૪-૪-૧૯૭૨

# મંગલ સંદેશ

ભાઇશ્રી ઝવેરી

નમસ્તે !

આપનો પત્ર મળ્યો. આપના પુસ્તક "સપને-સુહાને નો ધાટન સમારંભ તારીખ ૨૩-૪-૧૯૭૨ રવીવારે યોજાયો છે ણી આનંદ થયો.

આશા છે કે સાહિત્ય ક્ષેત્રનું આજનું પરોઢ આપને માટે દ્ધ થયેલી શુભ કારકીર્દિ વાળુ નિવડો અને માનવસેવા માટે હિત્યરૂપી કીર્તિશિખર સર કરો.

લી.

**મીરાંબહેન**

સ્વપ્નસેવી.

ચીમનલાલ શ્રી. શાહ
M.A.L.L.B
સોલીસીટર.
તા. ૧૩-૪-૧૯૭૨

ભાઈશ્રી ઝવેરી

તમારા ગ્રન્થના ઉદ્‌ઘાટન પ્રસંગે પ્રમુખ સ્થાન લેવા માટે આભાર માનું છું.

તમારા ગ્રન્થ માટે મારા અભિનંદન છે.

લી.
ચીમનલાલ ચંદુભાઈ
મીરાંબેન સ્વપ્નસેવી
વડોદરા.

ધીરજબેન પારેખ
શાંતાક્રુજ, મુંબઈ.
તારીખ ૧૪-૪-૧૯૭૨

સુજ્ઞ બંધુ હિરાચંદ

તમારા તરફથી "સપને-સુહાને" પુસ્તકના ઉદ્ઘાટન સમારંભમાં હાજરી આપવાનો ઉમળકા ભર્યો પત્ર મળ્યો છે. હર્ષાન્વિત થઈ સ્વીકારૂં છું. આપણે કદી કોઈ પ્રસંગે મળ્યાં હોઈએ એવું સ્મૃતિને ઉથલપાથલ કરી જોવા છતાં યાદ ન જ આવ્યું ખેર ! પરંતુ આપણે તો સર્જનનાં ઉપાસકો અક્ષર દેહે અનંત સ્થળમાં વિચરતાં હોઈએ એ નિઃસંદેહ વાત છે. તમે મારૂં સર્જન વાંચ્યું હશે કે માત્ર નામ સાંભળ્યું હશે તેનો તો મને ખ્યાલ નથી, તથાપિ નિમંત્રણમાં લાગણીનો રણકો પારખી લીધો છે.

"બે બોલ" બોલવાનો અધિકાર આપ્યો પણ બિલકુલ અપરિચિત વ્યક્તિને માટે એ વધુ પડતું ગણાય. પુસ્તકની વિગત પણ નથી જાણતી તેથી તેમાં વિશેષ શું બોલું ?

અત્યારે તબિયત બરાબર નથી. પરંતુ ૨૩ તારીખે ઠીક હશે તો જરૂર આવીશ, નહિતર મારા હૃદયના મંગલ આશિષથી સંતોષ માનવા વિનંતિ છે.

"સપને-સુહાને" એક તો સ્વપ્ન, સપનાં, શમણાં, શબ્દમાં જ એવો જાદુ ભર્યો હોય છે કે મનુષ્યનું મન એ જાણવા લલચાય છે. બેશક સ્વપ્નાં ભયંકર પણ હોય છે પરંતુ એ તો ભેદ ખુલ્યા પછીની વાત છે. ત્યાર પૂર્વે તો ઇંતેજારી બેકાબૂ બની ગઈ

હોય છે. અને તમે તો સાફ સ્પષ્ટ જણાવી દીધું છે કે આ સ્વપ્નાં સુહાનાં શ્રેષ્ઠ છે. તો એ દુનિયામાં ટોહિયું કરવાનું કોને મન ન થાય? વળી તેના ઉદ્ઘાટન માટે ઉત્તમ સમારંભનું આયોજન અતિ-ખ્યાતનામ શેઠ વાડીલાલ ચત્રભુજ ગાંધીના જૈન ઉપાશ્રયમાં કરવામાં આવશે. લેખક બિરાદરોની લાગણી નીતરતી હાજરી હશે ત્યારે તમારા મનની આનંદ લીલા કેટલી સ્નિગ્ધ-સુહાની હશે! એ આનંદસરમાં સદૈવ સ્નાન કરતા રહો અને તમારી સર્જન શક્તિ વેગવતી બનો એવા મારા: હાર્દિક શુભાશીર્વાદ પાઠવું છું.

સ્વપ્નાં સુહાનાં જ હોય તો તે સ્વપ્ન ન રહેતાં સત્ય ઘટના સ્વરૂપે તમારી ઉત્ક્રાંતિના દ્યોતક બને એમ પણ ઇચ્છું છું.

અસ્તુ!

લી.
ધીરજબહેન પારેખના
આશિષ.

# પ્રસ્તાવના

જૈન જગતમાં પ્રસિદ્ધ થયેલા સ્તોત્રમાં સર્વ સ્તોત્ર કરતા "શ્રી ઋષિમંડલ સ્તોત્ર" સર્વોચ્ચ મનાય છે; અસાધારણ પ્રભાવશાળી ગણાય છે. ખરેખર જે સ્તોત્રના રચયિતા શ્રી ગૌતમસ્વામિજી જેઓ સર્વ લબ્ધિના નિધાન હતા છે તે સ્તોત્રમાં આવી શક્તિ હોય એમાં નવાઈ નથી.

જો કે આ સ્તોત્રમાં ચોવીસે ભગવાનની સ્તુતિ છે અરે ! પાંચે પાંચ પરમેષ્ઠિની સ્તુતિ છે તો આપણે આ "શ્રી ઋષિમંડલ સ્તોત્રનો" "પંચ પરમેષ્ઠિ સ્તવ" કહીએ તો પણ કહી શકીએ ?

આ સ્તોત્ર કોને આપવું એ આમાં જ જણાવવામાં આવ્યું છે. કારણ કે શ્રદ્ધાવાન-જ્ઞાનવાન અને વિવેકીજનો જ સિદ્ધિને પચાવી શકે છે.

આનો મહિમા સંપાદકશ્રીએ-હિરાચંદ સ્વરૂપચંદ ઝવેરીએ અનેક દૃષ્ટિથી ગાયો છે. આની પાછળના તેમનો શ્રમ-અંત ઉત્સાહ પ્રશંસા માગી લે તેવો છે. આવા સ્તોત્રની સ્તુતિ કરવાને એમને મન થયું એ એમની ધન્ય ભાગ્યતાને બતાવે છે.

આવા સ્તોત્રનો ગાનારો ભવથી છૂટી મુક્તિ વરનારો થાય છે-મુક્તિને વરનારો બને છે.

આ સ્તોત્રનો જાપ ઐહિક વાંછનાઓ છોડી આત્મિક ભાવથી થાય એવી ઇચ્છા રાખી હવે અહીં જ વિરમું છું.

લાલબાગ, ભુલેશ્વર,
**મુંબઈ-૪.**

વયોવૃદ્ધ ગુરૂદેવ આચાર્યદેવ શ્રીમદ્
વિજય લબ્ધિસૂરીશ્વરજી મહારાજનો
ચરણ સેવક પન્યાસ વિક્રમવિજયજી

વિક્રમ સં. ૨૦૧૮ મહા સુદ-૧૪ રવીવાર-તા. ૧૮-૨-૧૯૬૨

## — બે બોલ —

"શ્રી ઋષિમંડલ સ્તોત્ર" જૈનસમાજમાં અતિ પ્રસિદ્ધ સ્તોત્ર તરીકે પંકાય છે. એની રચના મહા લબ્ધિનિધાન શ્રી ગૌતમસ્વામિજી ભગવાને કરી છે એવી કિંવદંતી કર્ણોપકર્ણ આપણે સાંભળતા આવીએ છીએ.

આ મહા સ્તોત્રના પ્રભાવનું પૂછવું શું ? સ્તોત્રમાં શ્રી તીર્થંકર પરમાત્માના, શ્રી ઋષિ મહર્ષિઓના, દેવદેવીઓના, પવિત્ર નામાભિધાનો સંકળાયેલા છે, મંત્રાક્ષરથી સભર છે. 'બ્રહ્મ' શબ્દ તરીકે પ્રસિદ્ધ છે. શબ્દમાં અવર્ણનિય શક્તિ રહેલી છે. એક મધુર શબ્દ વ્યક્તિને પ્રસન્ન બનાવે છે. બીજો કઠોર શબ્દ કર્ણમાં ખૂંચે છે. વિજ્ઞાનના આ જમાનામાં શબ્દની શક્તિ વિષે વધુ લખવાની જરૂર નથી.

પ્રતિદિન મહાપ્રભાવશાળી આ "શ્રી ઋષિમંડલ સ્તોત્રનો" જાપ કરવાથી વિઘ્નો અને વિપદાઓ દૂર-સુદૂર ભાગી જાય છે, દિવસ મંગલમય નિવડે છે, પાપનો વિનાશ થાય છે. આત્મા નિર્મલ બને છે અને પરંપરાએ મુક્તિધામમાં બિરાજે છે.

ભાઈશ્રી હિરાચંદ સ્વરૂપચંદ ઝવેરીએ આ વિષયમાં સારો પ્રયત્ન કર્યો છે. વિદ્વાનોની પૂછપરછ દ્વારા સાહિત્યના અવલોકન દ્વારા જે કાંઇ એમને મળ્યું છે. તે જનતા સમક્ષ તેઓએ રજુ કર્યું છે. એમની તમન્ના ઘણી છે. આ બાબતનો એમનો પુરૂષાર્થ પ્રશંસનીય છે. સુજ્ઞજનોએ ક્ષતિઓ તરફ ધ્યાન ન દોરતાં એમાં રહેલી ખૂબી, એમણે કરેલી મહેનત તરફ ધ્યાન આપી એમને પ્રોત્સાહન આપવું જોઇએ. "માણસ માત્ર ભૂલને પાત્ર" એ ન્યાયે કદાચ એમાં ક્ષતિઓ હોય તો તે હિત દૃષ્ટિએ જણાવી સુધારો

કરવા સુચન કરવું જેથી અન્ય આવૃત્તિમાં એ ભૂલનું પુનરાવર્તન ન થાય.

સૌ કોઇને આ સ્તોત્રના મહાસ્તોત્રના મહામહિમાને સમજીને યથાયોગ્ય લાભ લેવા મારી ખાસ ભલામણ છે.

આ પુસ્તકના સંપાદક ભાઈશ્રી હિરાચંદ સ્વરૂપચંદ ઝવેરીએ "બે બોલ" લખી આપવાની આગ્રહભરી પ્રાર્થના કરી, જેથી એમના સાહિત્ય પ્રેમને હાનિ ન પહોંચે અને ઉત્તરોત્તર પ્રગતિ કરે એ દૃષ્ટિથી "બે બોલ" લખી તેમના આ શુભ પ્રયત્નને અભિનંદન કરતાં મારા આ "બે બોલ" જણાવી અત્રે વિરમવાની રજા લઈશ.

લાલબાગ જૈન ઉપાશ્રય — પંન્યાસ કીર્તિવિજય શતાવધાની
મુંબઈ-૪.

તા. ૧૮-૨-૧૯૬૨

# ઉપોદ્ઘાત

હાઇડ્રોજન બોમ્બ અને અણુબોમ્બના આ વીસમી સદીના વૈજ્ઞાનિક જમાનામાં સેંકડો માઈલ દૂર રહેલા સ્વજન સાથે વાત કરવાને માટે ટેલીફોન માધ્યમ—MEDIUM છે એ જ પ્રમાણે દૂર દૂર સ્વર્ગલોકમાં રહેલાં દેવદેવીઓની કૃપા પ્રાપ્ત કરવા માટે મંત્ર–તંત્ર અને જપ–જાપ MEDIUM–માધ્યમ છે.

જે પ્રમાણે ગુગલના ધૂપથી અશુદ્ધિઓ દૂર થાય છે અને વાતાવરણમાં એક પ્રકારની દિવ્ય સુગંધ ફેલાઈ જાય છે તે જ પ્રમાણે મંત્ર તંત્રના જપ–જાપથી એક પ્રકારનું દિવ્ય આંદોલન ઉત્પન્ન થાય છે. અને તે આંદોલન ઘુમરી લેતું લેતું ઊંચે અંતરીક્ષમાં ફેલાય છે. અને તેના અધિષ્ઠાયક દેવોની આસપાસ તેજ—વર્તુળાકારે ફરવા લાગે છે અને પરિણામે અધિષ્ઠાયક દેવ અવધિજ્ઞાનના ઉપયોગ દ્વારા સાધક–સાધ્ય અને સાધન અંગેનો ચિતાર જાણીને સાધકની મનોવાંછના પૂર્ણ કરે છે.

જૈન દર્શનમાં મંત્ર તંત્રથી ભરપૂર અનેક સ્તોત્રો રહેલાં છે. અને આ સ્તોત્રોના પઠન, પાઠનથી. જય અને વિજય, સુખ અને સૌભાગ્ય, ધન અને ધાન્ય, યશ અને કીર્તિની પ્રાપ્તિ થાય છે. એ નિર્વિવાદ નિઃશંક સનાતન સત્ય છે. UNIVERSAL FACT છે. પરંતુ આ સર્વ સ્તોત્રોમાં " શ્રી ઋષિમંડલ સ્તોત્ર " જેના પ્રણેતા અનંતલબ્ધિના નિધાન ગણધર ભગવંત શ્રી ગૌતમસ્વામિજી છે તે શ્રી ઋષિમંડલસ્તોત્ર એક વિશિષ્ટ પ્રકારનું સ્થાન ધરાવે છે અને તેનો મહિમા અપરંપાર છે.

આ સ્તોત્રનો જાપ કરવાથી પુત્રની ઈચ્છાવાળાને પુત્રની, સ્ત્રીની ઈચ્છાવાળાને સ્ત્રીની, લક્ષ્મીની ઈચ્છાવાળાને લક્ષ્મીની,

અને શલ્યની ઇચ્છાવાળાને શલ્યની પ્રાપ્તિ થાય છે અને પરંપરાએ યાવત્ મોક્ષસુખને મેળવે છે.

ભગવાન પાર્શ્વનાથના સ્તવનમાં પદ્મવિજયજી મહારાજશ્રી લખે છે "હે પ્રભો ! તારા ગુણગાન ગાવાને કેવળજ્ઞાની ભગવંત પણ સમર્થ નથી" તે પ્રમાણે આ અત્યંત પ્રભાવશાળી "શ્રી ઋષિમંડલ સ્તોત્ર"નું જેટલું વિવેચન કરીએ તેટલું ઓછું છે.

આ પુસ્તકના સંપાદકશ્રી ભાઈશ્રી હિરાચંદ સ્વરૂપચંદ ઝવેરીએ આ સ્તોત્રના વિવેચન ઉપર જે સાધના સાધી છે. તે અનેખર સિદ્ધિને પ્રામ છે. સાહિત્યના અવલોકન દ્વારા, વિદ્વાનોના અને વિવેચકોના સહવાસ દ્વારા ગુરૂદેવોના સંસર્ગ દ્વારા એમણે જે ઉત્તમોત્તમ કાર્ય ઉપાડ્યું છે તે ઉત્તમોત્તમ કાર્ય ગુરૂદેવોના નિર્મલ અંતઃકરણના પરમ પવિત્ર આશીર્વાદથી અને શ્રી શાસનદેવની અપ્રતિમ સહાયથી સફળ થાઓ અને દિન-પ્રતિદિન એમનામાં નવી શક્તિ પ્રગટ થાઓ અને શ્રી જિન શાસનના ચરણોમાં આથી વધુ સુંદર પુસ્તકો સમર્પણ કરે એવી મંગલમય અભિલાષા સાથે વિરમું છું.

લાલબાગ, ભુલેશ્વર, પન્યાસ નવિનવિજયજી ગણિવર્ય

મુંબઈ-૪.

વિક્રમ સં. ૨૦૧૮ મહા સુદ ૧૫ સોમવાર તા. ૧૯-૨-૧૯૬૨

# "આમુખ"

સર્વ વિશ્વમંગલ સર્જક, સકલવિઘ્નગણ ચૂરક, કલ્યાણમાળ કારક, આ "શ્રી ઋષિમંડલ સ્તોત્ર" જૈન જગતમાં ખૂબ પ્રસિદ્ધ અને પ્રાતઃસ્મરણીય સ્મરણ તરીકે પ્રસિદ્ધ છે. ચતુર્વિ સંઘ ઘોષિતઃ સકલ લબ્ધિ નિધાન પરમ ગુરૂ શ્રી ગૌતમ સ્વામિ પ્રણિત હોઈ વિશ્વાસપાત્ર હોવાથી પ્રતિદિન પઠન કરનાર પુણ્યવ આત્મા સુખ સંપત્તિ સ્વાસ્થ્ય સમાધિ પામે તેમાં કશી નવાઈ નથ

આ "શ્રી ઋષિમંડલ સ્તોત્ર" સંપાદનમાં ભાઈશ્રી હિરાચ સ્વરૂપચંદ ઝવેરીએ સારી જહેમત ઉઠાવી છે. એમનો આ સ્ત પરિશ્રમ સફળ બનો એવી મંગલ આશિષ સાથે વિરમું છું.

પન્યાસ ભદ્રંકરવિજયજી ગ

લાલબાગ ભૂલેશ્વર
વિક્રમ સંવત ૨૦૧૮ મહા શુદ ૧૩ શનીવાર
તારીખ : ૧૭-૨-૧૯૬૨
મુંબઈ નંબર-૪

## આંતર રાષ્ટ્રીય વિવેચકની મંગલ આશિષ

ભાઈશ્રી હિરાચંદ સ્વરૂપચંદ ઝવેરીને હું અવાર નવાર મળતો રહ્યો છું. તેમનામાં એક પ્રકારની એવી સુંદર સર્જન માટેની ધગશ છે, સાહિત્યની એક પ્રકારની લગની છે, તેમના સંકટમય જીવનમાં પણ ઠસુંક સાહિત્ય સર્જી જવાની તેમની ઉચ્ચ ભાવના મને હંમેશા તેમની પ્રત્યે મને આકર્ષી રહી છે તેમને તેના નવા પ્રકાશન "સપને સુહાને"માં હું ફતેહ ઈચ્છું છું.

શકુંતલ વાલકેશ્વર, વસંતલાલ કાન્તિલાલ ઈશ્વરલાલ
મુંબઈ ૬.
તારીખ ૩૧-૧-૧૯૬૩

ચંદુલાલ ભાઈચંદ શાહ જેપી.

ભાઈશ્રી હિરાચંદભાઈ

આપનું પુસ્તક "શ્રી ઋષિમંડલ સ્તોત્ર ઉપર વિવેચન" બહુ જ ધીમેથી અને સમજણ પૂર્વક વાંચવાથી ખૂબ જ રસ ઉત્પન્ન થાય તેવું છે.

લી.

શુભેચ્છક ચંદુભાઈના
જયજીનેન્દ્ર.

દિપક મેડીકલ સ્ટોર્સ
૧૮ A સદાશીવલેન,
મુંબઈ ૪૦૦ ૦૦૪
૨૦-૧૦-૭૩

## સુશ્રાવક હિરાચંદભાઇ યોગ્ય ધર્મલાભ

"શ્રી ઋષિમંડલ સ્તોત્ર ઉપર વિવેચન" નામનું પુસ્તક મળ્યું. પુસ્તકનું કાર્ય સુંદર થયું છે. પ્રસ્તુત સ્તોત્રની સાથે સંબંધવાળા અનેક વિષયોને ગ્રંથ આવરી લે છે તેથી ઘણા જિજ્ઞાસુઓને એ ઉપયોગી થશે. તમારો પ્રસ્તુત પ્રયાસ અનુમોદનીય છે. અને આવાં અનેક શુભ ગ્રંથો પ્રકાશિત કરવાનું સદ્ભાગ્ય તેમને પ્રાપ્ત થાઓ એ જ હાર્દિક મંગલ કામના.

લીઃ
મુનિ તત્ત્વાનંદવિજય

કાશીપુરા જૈન ઉપાશ્રય
બોરસદ
વાયા આણંદ
કારતક શુદ ૧૦

શ્રી હિરાચંદભાઇ

"શ્રી ઋષિમંડલ જેવા નાના છતાં આકર્ષક અનુપમ ગ્રંથ આરાધનાને યોગ્ય તમે સારો પરિશ્રમ લઈ શાશનને ચરણે સમર્પિત કર્યો છે તે અતિ સ્તુત્ય છે.

તેની સુબહુ આરાધના આરાધકને અંતિમ ધ્યેય પર લઇ જાય છે.

આવી રીતે સમ્યક્ જ્ઞાનનો રસ સ્વ.–પર શ્રેયાર્થે પીરસો

એજ ધર્માશિષ
લી.
શ્રી સુર્યશિશુ
(સાધ્વીજી મયણાશ્રીજી)

કટક
તારીખઃ ૬–૩–૧૯૬૯

## શ્રી ઋષિમંડલ સ્તોત્ર ઉપર વિવેચન

જૈન શાસનમાં મહા પ્રભાવક પ્રાચીન મંત્રાધિરાજ શ્રી ઋષિમંડલ સ્તોત્ર વિવેચન યુક્ત વિસ્તારથી વિધિવિધાન પૂર્વક અહીં પ્રસિદ્ધ થયેલ છે. ઋષિમંડલ સ્તોત્ર વિષે તથા મંત્રશાસ્ત્ર વિષે જાણવા જેવી કેટલીયે હકીકતો અહીં વિસ્તાર પૂર્વક આલેખાઈ છે.

પૂજ્ય શ્રી નવિનવિજયજી ગણિવર, પૂજ્ય પન્યાસજી શ્રી વિક્રમવિજયજી ગણિવર, પૂજ્ય પન્યાસજી શ્રી ભદ્રંકરવિજયજી ગણિવર આદિ પૂજ્ય મહારાજાઓના શુભાશિષ આ પુસ્તકને સાંપડયાં છે. તે ઉપરાંત પૂજ્ય પદસ્થોની પ્રસ્તાવનાથી પુસ્તક સમૃદ્ધ બનેલ છે.

કલ્યાણ માસિક
માર્ચ ૧૯૬૪

## ધર્મપ્રેમી શ્રી હિરાચંદ સ્વરૂપચંદ ઝવેરી

તમારા તરફથી તમોએ સુંદર પ્રયાસ કરી તૈયાર કરેલું "શ્રી ઋષિમંડલ સ્તોત્ર ઉપર વિવેચન" નામનું પુસ્તક ભેટ મળ્યું જેનો આભાર સાથે સ્વીકાર.

ખાસ જણાવવાનું કે તમો ઉગતા સાક્ષર લેખક છો. ઘણીવાર જૈન પત્રમાં તમારા લેખો બુદ્ધિપૂર્વકના સ્વતંત્ર વિચારવાળા આવે છે તે વાંચ્યા પણ છે. લેખક તરીકેનો તમારો ક્રમ ચાલુ રાખતા રહેશો.

લેખકની ફરજ છે કે સિદ્ધાંતાનુસાર ઉપયોગી અને મુક્તિ સન્મુખ લઈ જાય તેવા વિચારોનું પ્રસારણ કરવું અને જન સમાજ સમક્ષ રજુ કરવું જેથી જન સમાજ વિચારીને તેનું આચરણ સક્રિય રીતે કરે.

નૂતન વર્ષમાં સાહિત્યમાં સવિશેષપણે પ્રગતિ કરતા રહો તેવી હાર્દિક ઇચ્છા પ્રદર્શિત કરૂં છું.

લી.

૨૩-૧૦-૬૩

ફતેહચંદ ઝવેરભાઈના
જયજીનેંદ્ર

# ॐ ह्रीँ अर्हं नमः

# શ્રી અષ્ટાપદ કલ્પઃ

વરધર્મકીર્તિઋષભો વિદ્યાનન્દાશ્રિતઃ પવિત્રિતવાન્ ।
દેવેન્દ્રવન્દિતો યં, સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

શ્રેષ્ઠ ધર્મ કીર્તિ યુક્ત, સત્ જ્ઞાન આનંદ સહિત તથા દેવેન્દ્રોથી વંદિત અને ઋષભદેવ ભગવાન વડે પવિત્ર થયેલ છે તે અષ્ટાપદ ગિરિરાજ જયવંતા વર્તે છે. (૧)

યસ્મિન્નષ્ટાપદેડભૂ—દષ્ટાપદમુખ્યદોષલક્ષહરઃ ।
અષ્ટાપદાભ ઋષભઃ સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

જે અષ્ટાપદ પર્વત પર ધૂત પ્રમુખ લાખો ગમે દોષોને હરનાર તથા સુવર્ણ સદૃશ કાંતિવાળા શ્રી ઋષભદેવ ભગવાન નિર્વાણ પામ્યા છે તે અષ્ટાપદ ગિરિરાજ જયવંતા વર્તે છે, (૨)

ઋષભસુતા નવનવતિ—ર્બાહુબલિપ્રભૃતયઃ ।
પ્રવચ્યતયઃ યસ્મિન્નભજન્નમૃતં સ જયત્યષ્ટાપદગિરીશઃ ॥

મુનિઓને વિષે શ્રેષ્ટ એવા શ્રી ઋષભદેવ પ્રભુના બાહુબલી પ્રમુખ ૯૯ પુત્રો જ્યાં અક્ષય સુખને પામ્યા છે તે શ્રી અષ્ટાપદ પર્વત જયવંતા વર્તે છે. (૩)

અસુભુર્નિર્વૃત્તિયોગં, વિયોગભીશ્ચ ઈવ પ્રભોઃ સભકમ્ ।
યત્રર્વિંદશસહસ્રાઃ સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

જાણે પ્રભુના વિયોગથી ભય પામ્યા હોય તેમ પ્રભુની સાથે જ દસ હજાર મુનિવરો જ્યાં મોક્ષપદને પામ્યા છે તે અષ્ટાપદ ગિરિરાજ જયવંતા વર્તે છે. (૪)

યત્રાષ્ટ પુત્રપુત્ર યુગપદ્વૃષભેણ નવનવતિ પુત્રાઃ ।
સમર્યકેન શિવમગુઃ સ જયત્યષ્ટાપદ ગિરિશઃ ॥

જ્યાં ઋષભદેવ પ્રભુની સાથે એક જ સમયે તેમના પુત્રો ૯૯ અને આઠ પૌત્રો સમકાળે શિવસુખને પામ્યા છે તે અષ્ટાપદ પર્વત જયવંતા વર્તે છે. (૫)

રત્નત્રયમિવ મૂર્તં સ્તૂપત્રિતયં ચિતિત્રય સ્થાને ।
યત્રાસ્થાપયદિન્દ્રઃ સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

નિર્થંકરની, ગણધરની અને શેષ મુનિજનોની એમ ત્રણ ચિતાને સ્થાને જાણે સાક્ષાત્ રત્નત્રયી જ હોય એવા ત્રણ સ્તૂપો જ્યાં ઇંદ્રે સ્થાપન કર્યા તે અષ્ટાપદ ગિરિરાજ જયવંતા વર્તે છે. (૬)

સિદ્ધાયતનપ્રતિમં સિંહનિષદ્યેતિ યત્ર સુચતુર્દ્વાઃ ।
ભરતોઽચ્ચયચૈત્યં સ જયત્યષ્ટાપદગિરીશઃ ॥

સિદ્ધાયતન જેવું સિંહનિષદ્યા નામનું ચાર દ્વારવાળું સુશોભિત શાશ્વત જિન મંદિર ભરતે જ્યાં નિર્માણ કરાવ્યું તે અષ્ટાપદ ગિરિરાજ જયવંતા વર્તે છે. (૭)

યત્ર વિરાજિત ચૈત્યં, યોજનદીર્ઘં તદર્દ્ધપૃથુમાનમ્ ।
ક્રોશત્રયોચ્ચમુચ્ચૈઃ સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

એક યોજન લાંબુ, તેથી અધું પહોળુ અને ત્રણ કોશ ઊંચું એવું જિન ચૈત્ય જ્યાં ઊંચે પ્રકાર ઝળહળાટ કરતું વિરાજે છે તે શ્રી અષ્ટાપદ જયવંતા વર્તે છે. (૮)

યત્ર ભ્રાતૃપ્રતિમા, વ્યધાચ્ચતુર્વિંશતિ જિન પ્રતિમાઃ ।
ભરતઃ સ્વાત્મપ્રતિમાઃ સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

જ્યાં ભરત ચક્રવર્તીએ પોતાની પ્રતિમા સહિત પોતાના ૯૯ ભાઈઓની પ્રતિમા અને ચોવીસ તિર્થંકરની પ્રતિમાઓ નિર્માણ કરી તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંતા વર્તે છે. (૯)

સ્વસ્વાકૃતિમિતિવર્ણાં—કવર્ણિતાન્ વર્તમાન જિનબિંબાન્ ।
ભરતો વર્ણિતવાનિહ—સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

પોત પોતાની આકૃતિ પ્રમાણ, વર્ણ અને લાંછન યુક્ત વર્તમાન ૨૪ જિનેશ્વરોનાં બિંબો જ્યાં સિંહનિષધા નામના ચૈત્યમાં) ભરતે પધરાવ્યાં તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંતા વર્તે છે. (૧૦)

સપ્રતિમાન્ન વનવતિં, બન્ધુસ્તૂપાંસ્તનાર્હતસ્તૂપમ્ ।
યત્રાચ્ચયચક્રી, સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

જ્યાં પ્રતિમા સહિત ૯૯ બંધુઓના ૯૯ સ્તૂપો તથા પ્રભુનો એક સ્તૂપ ભરત ચક્રવર્તીએ નિર્માણ કર્યો તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંતા વર્તે છે. (૧૧)

ભરતેન મોહસિંહં, હન્તુમિવાષ્ટાપદઃ કૃતાષ્ટાપદઃ ।
શુશુભેઽષ્ટયો જનો યઃ, સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

મોહરૂપી સિંહને હણવાને સમર્થ અષ્ટાપદ જેવાં જેનાં યોજન પ્રમાણ આઠ પગથીયાં ભરતે કરાવ્યાં તેથી જે આઠ યોજન ઉંચો શોભે છે તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંતા વર્તે છે. (૧૨)

યસ્મિન્નનેકકોટયો, મહર્ષયો ભરતચક્રવર્ત્યોદ્યાઃ ।
સિદ્ધિં સાધિતવન્તઃ સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

ભરત ચક્રવર્તી પ્રમુખ અનેક કોટિ મુનિવરો જ્યાં સિદ્ધિ પદને વર્યા તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંતા વર્તે છે. (૧૩)

સગરસુતાગ્રે સર્વાર્થં શિવગતાન્ ભરતવંશરાજર્ષિન્ ।
યત્ર સુબુદ્ધિરકથયત્ સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

જ્યાં અનશન કરી સર્વાર્થસિદ્ધ વિમાનમાં અને મોક્ષમાં ગયેલા ભરત વંશના અસંખ્ય રાજર્ષિઓની વાત સુબુદ્ધિ પ્રધાને સગર ચક્રવર્તીના પુત્રોને કહી તે શ્રી અષ્ટપદ ગિરીરાજ જયવંતા વર્તે છે. (૧૪)

પરિખા સાગરમકરં સાગરાઃ સાગરાશયા યત્ર ।
પરિતો રક્ષિતિ કૃતયે, સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

તેથી સાગર જેવા ગંભીર આશયવાળા તે સગર ચક્રવર્તીના પુત્રોએ ગિરીની રક્ષા કરવા માટે ગિરીની ચારે બાજુ સાગરના જેવી ઊંડી અને વિશાળ ખાઈ બનાવી તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંતા વર્તે છે. (૧૫)

ક્ષાલયિતુમિવ સ્વૈનો જૈનો યો ગંગયાશ્રિતઃ પરિતઃ ।
સંતતમુલ્લોલકરૈઃ, સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

સદા ઊંચા પ્રકારે નાચતા ચપળ તરંગો રૂપી પોતાના સુશોભિત હસ્તો વડે જાણે પોતાનું પાપ ક્ષાલન કરવા ઇચ્છતિ હોય તેવી ગંગા નદીએ શ્રી જિનેશ્વર સંબંધી જે ગિરિરાજનો ચોમેરથી આશ્રય કર્યો તે શ્રી અષ્ટાપદ ગિરીરાજ જયવંતા વર્તે છે. (૧૬)

યત્ર જિન તિલક દાનાદ્દમયન્ત્યાપે કૃતાનુરૂપ ફલમ્ ।
બાલ સ્વભાવ તિલકં, સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

જ્યાં ચોવીસ જિનેશ્વરોને મણિમય તિલક ચડાવવાથી દમયંતી તેના યથાર્થ ફળ તરીકે પોતાના જ લલાટમાં અકૃત્રિમ સ્વાભાવિક તિલકને પામી એટલે કે તેનું કપાળ સૂર્ય સમાન તેજસ્વી બન્યું તે શ્રી અષ્ટપદ ગિરિરાજ જયવંતા વર્તે છે. (૧૭)

યમકૂપારે કોપાત્ક્ષિ પન્નલં વાલિનાંહ્રિનિણાક્રમ્ય ।
આરાવિ રાવણોડરં, સ જયત્ષ્ટાપદ ગિરીશઃ ॥

જે ગિરિને કોપથી સમુદ્રમાં ફેંકી દેવા ઈચ્છતા રાવણને વાલી નામના મુનિએ પોતાના પગ વડે પર્વતને દબાવીને તત્કાળ રોવરાવ્યો તે શ્રી અષ્ટપદ ગિરિરાજ જયવંતા વર્તે છે. (૧૮)

ભુજતંત્ર્યા જિનમહ ફલ્લં કેન્દ્રોડવાપ યત્ર ધરણેન્દ્રાત્ ।
વિજયા મોઘાં શક્તિં, સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

ત્રુટેલી તાંત ભુજાની નસથી બાંધીને વીણા વડે પ્રભુની ભક્તિ કરતો રાવણ જ્યાં ધરણેન્દ્ર પાસેથી અમોઘ વિજયા નામની શક્તિ પામ્યો તે શ્રી અષ્ટાપદ ગીરિરાજ જયવંતા વર્તે છે. (૧૯)

યત્રારિમપિ વસન્તં તીર્થે પ્રહરન્ સુખેચરોડપિ સ્યાત્ ।
વસુદેવ મિવાવિદ્યઃ સ જયત્ષ્ટાપદ ગિરીશઃ ॥

તીર્થપર વસતા શત્રુપર પ્રહાર કરતો વિદ્યાધર પણ વસુદેવની માફક વિદ્યાહીન થઈ જાય છે તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંતા વર્તે છે. (૨૦)

અચલેડત્રોદયમચલં સ્વશક્તિવન્દિત જિનો જનો લભતે ।
વીરોડવર્ણયદિતિ યં, સ જયત્ષ્ટાપદ ગિરીશઃ ॥

કદાપી ચલાયમાન થાય તેવો નથી એવો ઉદય જેનો એટલે કે અચળ ઉદયવાળ આ ગિરિવર ઉપર આવીને જે સ્વશક્તિ વડે જિનોને વાંદે તે અવશ્ય અચળ મોક્ષ-ને પામે એમ શ્રી વીર પરમાત્માએ જેને વખાણ્યો છે તે શ્રી અષ્ટાપદ ગિરીરાજ જયવંતા વર્તે છે. (૨૧)

ચતુરશ્ચતુરોઽષ્ટ દશ દ્વૌ ચાપાચ્યાદિદિક્ષુ જિનબિંબાન્
યત્રાવન્દત ગણભૃત્ સ જયત્યષ્ટાપદ ગિરિશઃ ॥ ,

દક્ષિણાદિક ચાર દિશાઓમાં સ્થાપેલા ૪-૮-૧૦ અને ૨ મળીને ચોવીસ જિનબિંબોને ચતુર ગણધર શ્રી ગૌતમસ્વામીએ જ્યાં વંદના કરી છે, તે અષ્ટાપદ ગિરિરાજ જયવંતા વર્તે છે. (૨૨)

પ્રણિગદિતપુંડરીકા ધ્યાનના ધ્યનાત્સુરોઽત્ર દશમોઽભૂત્ ।
દશપૂર્વિપુંડરીકઃ સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

જે પર્વત ઉપર ગૌતમસ્વામીએ ઉપદેશેલ પુંડરીક અધ્યયનનું પઠન કરવાથી તિર્યંગજ્જંભકદેવ દશપૂર્વધરમાં પ્રધાન એવા દસમા પટ્ટધર વજ્રર્ષિ નામે થયા, તે અષ્ટાપદ ગિરિરાજ જયવંતા વર્તે છે. (૨૩)

યત્ર સ્તુતજિનનાથો દીક્ષિત તાપસશતાનિ પઞ્ચદશ ।
શ્રી ગૌતમ ગણનાથઃ સ જયત્યષ્ટાપદ ગિરીશઃ ॥

જેમણે જિનેશ્વર પ્રભુને સ્તવ્યા છે, એવા શ્રી ગૌતમ ગણાધિપે જ્યાં પંદરસો તાપસોને દીક્ષા આપી તે શ્રી અષ્ટાપદ ગિરિરાજ જયવંતા વર્તે છે. (૨૪)

ઇત્યષ્ટાપદપર્વત ઇવ ચોઽષ્ટાપદમયશ્ચિરસ્થાયી ।
વ્યાવર્ણિ મહાતીર્થં સ જયત્યષ્ટાપદ ગિરિશઃ ॥

આઠ પગથીયાંવાળા અને ચિરકાળ સ્થાયી રહેવાવાળા શ્રી અષ્ટાપદ પર્વતની જેવા સુવર્ણમય અને નિશ્ચલ વૃત્તિવાળા જે સર્વજ્ઞ પ્રભુએ આ મહાતીર્થનું વર્ણન કર્યું છે. તે શ્રી અષ્ટાપદ-ગિરિ અને શ્રી અષ્ટાપદગિરિ નાયક શ્રી આદેશ્વર ભગવાન જયવંતા વર્તે છે. (૨૫)

॥ ઇતિ શ્રી અષ્ટાપદ કલ્પઃ ॥

## : શ્રી ગિરનાર ગિરિશ્વરકલ્પનું ભાષાંતર :

વરધર્મકીર્તિ વિદ્યાનન્દમયો યત્રવિનતદેવેન્દ્રઃ ॥
સ્વસ્તિ શ્રી નેમિરસૌ ગિરિનારગિરીશ્વરો જયતિ ॥

શ્રેષ્ઠ ધર્મ, કીર્તિ, વિદ્યા અને આનંદથી ભરપુર તથા કલ્યાણની લક્ષ્મીથી યુક્ત એવા શ્રી નેમિનાથ ભગવાનને ઇંદ્રો નમસ્કાર કરે છે એવા શ્રી નેમિનાથ ભગવાન જ્યાં વિરાજે છે તે ગિરનાર ગિરિશ્વર જયવંત વર્તે છે. (૧)

નેમિજિનો યદુરાજીમતીત્ય રાજીમતીત્યજનતો યમ્ ।
શિશ્રાય શિવાયસૌ ગિરનાર ગિરિશ્વરો જયતિ ॥

યાદવોની ઉપેક્ષા કરીને તેમજ રાજીમતીનો ત્યાગ કરીને શ્રી નેમિનાથ પ્રભુએ મોક્ષ મેળવવા માટે જેનો આશ્રય કર્યો તે ગિરનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૨)

સ્વામી છત્રશિલાન્તે પ્રવ્રજ્યા યદુચ્ચશિરસિ ચક્રાણઃ ।
બ્રહ્માવલોકનમસૌ ગિરનારગિરિશ્વરો જયતિ ॥

છત્ર શિલાના અંત ભાગે દીક્ષા ગ્રહણ કરીને જેના ઉંચા શિખર પર રહી સ્વામી સ્વસ્વરૂપનું અવલોકન કરતા હતા તે ગિરનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૩)

યત્ર સહસ્રામ્રવણે કેવલમાપ્યાદિશદ્વિભુર્ધર્મમ્ ।
લક્ષારામે સોઽયં ગિરિનારગિરિશ્વરો જયતિ ॥

જ્યાં સહસ્રામ્રવનમાં કેવળજ્ઞાન પામીને લક્ષારામમાં (સમવસરણમાં) પ્રભુએ ધર્મ ઉપદિશ્યો તે ગિરનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૪)

નિર્વૃત્તિનિતંબિની વરનિતંબસુખમાપ યન્નિતંબસ્થઃ ।
શ્રી યદુકુલતિલકોઽયં ગિરિનારગિરીશ્વરો જયતિ ॥

જેના ઉચ્ચ પ્રદેશ ઉપર રહીને યાદવતિલક શ્રી નેમિપ્રભુ નિર્વૃત્તિ રૂપી સ્ત્રીના શ્રેષ્ઠ નિતંબનું સુખ પામ્યા તે ગિરનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૫)

બુદ્ધ્વા કલ્યાણત્રયમિહ કૃષ્ણો રૂપ્યકનકમણિબિંબમ્ ।
ચૈત્યત્રયમકૃતાયં, ગિરિનાર ગિરીશ્વરો જયતિ ॥

જ્યાં નેમિપ્રભુના ત્રણ કલ્યાણક જાણીને કૃષ્ણ વાસુદેવે રૂપાનાં, બિંબમય સુવર્ણનાં, બિંબમય અને મણિનાં બિંબમય ત્રણ ચૈત્યો કરાવ્યાં તે ગિરનાર ગિરિશ્વર જયવંતા વર્તે છે. (૬)

પવિના હરિર્યદન્તર્વિધાય વિવરં વ્યધાદ્રજત ચૈત્યમ્ ।
કાંચનબલાનકમયં, ગિરિનાર ગિરીશ્વરો જયતિ ॥

જે ગિરિનાં મધ્યમાં ઇંદ્ર વજ્રવડે વિવર કરીને કાંચન બલાનકમય રજત ચૈત્ય બનાવ્યું તે ગિરનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૭)

તન્મધ્યે રત્નમયીં પ્રમાણવર્ણાન્વિતાંચકાર હરિઃ ।
શ્રી નેમેર્મૂર્તિમસૌ ગિરિનાર ગિરીશ્વરો જયતિ ॥

એ ચૈત્યની મધ્યમાં શ્રી નેમિનાથ પ્રભુની રત્નમયી મૂર્તિ

પ્રભુના દેહમાન અને વર્ણ પ્રમાણે ઇંદ્રે સ્થાપના કરી તે શ્રી ગિરનાર ગિરિશ્વર જયવંતા વર્તે છે. (૮)

સ્વકૃતૈતદ્બિંબયુતં હરિસ્ત્રિબિંબં સુરૈઃ સ મવસરણે ।
ન્યદધત યદન્તરસૌ ગિરનાર ગિરીશ્વરો જયતિ ॥

સ્વકૃત આ બિંબ યુક્ત બીજાં ત્રણ બિંબને ઇંદ્રે દેવતાઓ પાસે જે ચૈત્યના મધ્યમાં સમવસરણમાં સ્થાપન કરાવ્યા તે ગિરનાર ગિરિશ્વર જયવંતા વર્તે છે. (૯)

શિખરોપરિ યત્રાંબાઽવલોકન શિરસ્થ રંગમંડપ કે ।
શંબો બલનાકેઽસૌ ગિરનાર ગિરિશ્વરો જયતિ ॥

જેના ચૈત્યમાંઅવલોકનવાળા ખુલ્લા ઉપરના રંગમંડપમાં શ્રીઅંબિકા દેવીની મૂર્તિ છે અને બલાનકમાં શાંબની મૂર્તિ છે તે ગિરનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૧૦)

યત્ર પ્રદ્યુમ્નપુરઃ સિદ્ધિ વિનાયકસુરઃ પ્રતીહારઃ ।
ચિન્તિત સિદ્ધકરોઽસૌ ગિરનાર ગિરીશ્વરો જયતિ ॥

ચિંતિત અર્થની સિદ્ધિ કરનાર સિદ્ધિ વિનાયક દેવ જ્યાં પ્રદ્યુમ્નની આગળ પ્રતિહાર રૂપે રહેલે છે તે ગિરનાર ગિરિશ્વર જયવંતા વર્તે છે. (૧૧)

તત્પ્રતિરૂપં ચૈત્યં પૂર્વાભિમુખં તુ નિર્વૃતિસ્થાને ।
યત્ર હરિશ્ચકેઽસૌ ગિરનાર ગિરિધરો જયતિ ॥

પ્રભુના નિર્વાણ સ્થાને પૂર્વ સન્મુખ તેના જ જેવું બીજું ચૈત્યૌ જ્યાં ઇંદ્રે નિર્માણ કર્યું તે ગિરનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૧૨)

तीर्थेऽतिस्मरणाद्यत्र यादवाः सप्त कालमेघाद्याः ।
क्षेत्र पतामापुरसौ गिरनार गिरिश्वरो जयति ॥

જે તીર્થમાં ભગવંતના અત્યંત સ્મરણથી કાલમેઘ પ્રમુખ સાત યાદવો ક્ષેત્ર અધિષ્ઠાયક યક્ષપણાને પામ્યા તે ગિરિનાર ગિરિશ્વર જયવંતા વર્તે છે. (૧૩)

विलुमर्यंति मेघरवो बलानकं गिरिविदारणश्च कें ।
यत्र चतुर्धारमर्मो गिरनार गिरीश्वरो जयति ॥

જ્યાં ઈંદ્રે ચોબારૂં બલાનક કર્યું છે. અને તેમાં રહીને મેઘઘોષ દેવ જ્યાં પ્રભુનું અર્ચન કરે છે, તે ગિરનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૧૪)

यत्र सहस्राम्रवणान्तरस्ति रम्या सुवर्ण चैत्यानाम् ।
चतुरधिकविंशतिरयं गिरनार गिरीश्वरो जयति ॥

જ્યાં સહસ્રામ્રવનમાં ચોવીસ રમણીય સુવર્ણ ચૈત્યો છે તે શ્રી ગિરનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૧૫)

धासप्ततिर्जिनानां लक्षारामेऽस्ति यत्र तुगुहायाम् ।
स चतुर्विंशतिकाऽसौ गिरनार गिरीश्वरो जयति ॥

જ્યાં લક્ષારામની અંદર ગુફામાં વર્તમાન ચોવીશી સહિત ત્રણ ચોવીશીના બોંતેર જિનાના બિંબો છે તે ગિરનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૧૬)

वर्षसहस्रद्वितयं प्रावर्तते यत्र किल शिवासूनोः ।
लेप्यमयी प्रतिमासौ गिरिनार गिरीश्वरो जयति ॥

શ્રી શિવાદેવીના પુત્ર નેમિનાથ ભગવાનની લેપમયી પ્રતિમા જયાં બે હજાર વર્ષ સુધી ટકી રહી તે ગિરનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૧૭)

લેપગમેઽમ્બાદેશાત્પ્રભુચૈત્યં યત્ર પશ્ચિમાભિમૂખમ્ ।
રતનોઽસ્થાપયાતાસૌ ગિરનારગિરિશ્વરો જયતિ ॥

લેપમય મૂર્તિનો નાશ થયે સતે અંબાદેવીના આદેશથી રતન શ્રાવકે પશ્ચિમ દિશાની સન્મુખ નવું ચૈત્ય જયાં બનાવ્યું તે શ્રી ગિરનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૧૮)

કાંચનબલાનકાન્નઃ સમવતેસ્તન્તુસ્નેહબિંબમિદમ્ ।
રતનેનાનીતમસૌ ગિરનારગિરીશ્વરો જયતિ ॥

કાંચન બલાનકની અંદરના સમવસરણમાંથી કાચા સુતરના તાંતણાવડે ખેંચીને રતન શ્રાવકે આ બિંબ અહી આણ્યું તે શ્રી ગિરનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૧૯)

બૌદ્ધનિષિદ્ધઃ સંઘો નેમિનતો યત્ર મંત્રગગનગતિમ્ ।
જયચંદ્રમાદિશદસૌ ગિરનાર ગિરીશ્વરો જયતિ ॥

શ્રી નેમિનાથ પ્રભુને નમસ્કાર કરવામાં બૌદ્ધો વડે નિષેધ કરાયેલા શ્રી સંઘે સહાયને માટે મંત્રબળથી આકાશમાં ગમન કરી શકનાર જયચંદ્ર મુનિને જયાં બોલાવ્યા તે શ્રી ગિરનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૨૦)

તારાં વિજિત્ય બૌદ્ધાન્નિહત્ય દેવાનવન્દયત્સંઘમ્ ।
જયચન્દ્રો યત્રાયં ગિરનાર ગિરીશ્વરો જયતિ ॥

તારા દેવીને વશ કરીને બૌદ્ધોને પરાસ્ત કરીને જયચંદ્ર

આ અવસર્પિણી કાળના છ આરામાં જે અનુક્રમે છવીસ, વીસ, સોળ, દસ અને બે યોજન તથા સો અસ્ર-ધનુષ્ય-પ્રમાણ ઉંચો છે તે ગિરનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૩૦)

અદ્યાપિ સાવધાનઠી વિદધાના યત્ર ગીતનૃત્યાદિ ।
દેવાઃ શ્રૂયન્તેઽસૌ ગિરિનાર ગિરીશ્વરો જયતિ ॥

અદ્યાપિ જ્યાં ગીત નૃત્યાદિકને કરતા સાવધાન દેવો સંભળાય છે તે શ્રી ગિરનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૩૧)

વિદ્યાપ્રાભૃતકોદ્ધૃત પાદલિપ્તકૃતોજ્જયન્ત કલ્પાદેઃ
ઇતિ વર્ણિતો મયાઽસૌ ગિરનાર ગિરીશ્વરો જયતિ ॥

પાદલિપ્ત સૂરિકૃત વિદ્યાપ્રાભૃત શાસ્ત્ર થકી ઉદ્ધરેલા ઉજ્જયંત કલ્પ ઉપરથી આ પ્રમાણે જેનું મેં વર્ણન કર્યું છે તે શ્રી ગિરિનાર ગિરીશ્વર જયવંતા વર્તે છે. (૩૨)

ॐ ह्रीँ अर्हँ नमः

# અથ શ્રી સમેતશિખર કલ્પ:

યદ્ભરત તાવનિવનિતા વિશાલ ભાલ સ્થલસ્ય તિલકાભમ્ ।
તદ્ભવ સમુદ્ર તીર્થાસ્તવિમિ સમેતગિરિતીર્થમ્ ॥

આ ભરત ભૂમિરૂપી સ્ત્રીના વિશાળ લલાટ સ્થળના તિલક સમાન સમેત શિખર તીર્થ જે સંસાર સમુદ્રના તીર્થ સમાન છે તેને હું સ્તવું છું. (૧)

યો જિનમુનિ ચરણાંબુજ લગ્નરજો રાજિરાજિત સુદેશઃ ।
કિન્નરગણગીતવશાઃ સ જયતિ સંમેતગિરિરાજઃ ॥

જિનેશ્વર અને મુનિજનોના ચરણ કમળને લાગેલી રજના સમૂહવડે જેનો સુંદર પ્રદેશ શોભી રહ્યો છે અને કિન્નર ગણો જેનો યશ ગાઈ રહ્યા છે તે સમેત ગિરિરાજ જયવંતા વર્તે છે.

યત્ર બહુશતિ સમેતાઃ સમેત્ય શિવમગુરપેત કર્મચલાઃ ।
વિંશતિરજિતાદિજનાઃ સ જયતિ સંમેત ગિરિરાજઃ ॥

જ્યાં અજિતાદિક વીશ જિનેશ્વર દેવો અનેક મુનિઓ સાથે પધારી કર્મમળ રહિત થઈ મોક્ષ પદને પામ્યા છે તે શ્રી સમેત ગિરિરાજ જયવંતા વર્તે છે. (૩)

તીર્થમિતિ યત્ર કૃત્વાऽનશનેન મુનીન્દ્રશીલસન્નાહઃ ।
શિવમાપ વિગતકર્મા સ જયતિ સંમેત ગિરિરાજઃ ॥

આને તીર્થ જાણીને શીલ સન્નાહ નામે મુનીંદ્ર જ્યાં અનશન કરી કર્મ રહિત થઈને મોક્ષપદને પામ્યા તે સંમેત ગિરિરાજ જયવંતા વર્તે છે. (૪)

અપરૈરપિ બહુમુનિભિઃ સુખેન લોકાગ્રમાપિ યત્ર ગતૈઃ ।
ચિરમપ્રમેયમહિમા સ જયતિ સંમેત ગિરિરાજઃ ॥

બીજા પણ બહુ મુનિઓએ જ્યાં આવીને સુખે મોક્ષપદ સાધ્યું એવો જેનો અપાર મહિમા છે તે શ્રી સંમેત ગિરિરાજ જયવંતા વર્તે છે. (૫)

યત્ર બહુ જિનમુનીનાં શિવમહિમાટકારિકારિણી હરિભિઃ ।
આનન્દિત ભુવનજનઃ સ જયતિ સંમેત ગિરિરાજઃ ॥

જ્યાં અનેક અજિતાદિક અને મુનિઓનો મનોહર મોક્ષ મહિમા ઇંદ્રોએ કરેલો છે એવા જગતજનોને આનંદ આપનાર શ્રી સંમેત ગિરિરાજ જયવંતા વર્તે છે. (૬)

સદ્ધ્યાનમપંકનયા તન્મિત્રં સાધવો મૃગયમાણાઃ ।
શિતવન્તો યમનેકે સ જયતિ સંમેત ગિરિરાજઃ ॥

ઉત્તમ ધ્યાનને અચળપણે ગવેષતા મુનિવેરોએ અચળપણાવડે કરીને ધ્યાનના મિત્રરૂપ જે ગિરિવરનો આશ્રય લીધો છે તે સંમેત ગિરિરાજ જયવંતા વર્તે છે. (૭)

કીર્તિસ્તંભસરૂપઃ સ્તૂપગણઃ સુરકૃતઃ સુમણિરૂપઃ ।
યત્ર જિન શિવ સ્થાને, સ જયતિ સંમેત ગિરિરાજઃ ॥

જિનેશ્વરો નિર્વાણ પામ્યા તે સ્થાને દેવોએ કીર્તિસ્થંભ જેવો ઉત્તમ મણિમય સ્તૂપ સમૂહ જ્યાં નિર્માણ કર્યો છે તે શ્રી સંમેત ગિરિરાજ જયવંતા વર્તે છે. (૮)

સ્તૂપગતચૈત્યરાજિષુ રમ્યા અજિતાદિ જિનપતિપ્રતિમાઃ ।
યત્ર સુરાસુરપૂજ્યાઃ સ જયતિ સંમેત ગિરિરાજઃ ॥

સ્તૂપગત ચૈત્યોમાં અજિતાદિકની જિનેશ્વર દેવની પ્રતિમાઓ સુર અને અસુરવડે જ્યાં પૂજાય છે તે શ્રી સંમેત ગિરિરાજ જયવંતા વર્તે છે. (૯)

આસીદાસીનાદિમ જિનમુનિ પાવિત શિરાઃ પુરાપ્ય જિતાત્ ।
યઃ પ્રથિતસ્તતીર્થતયા સ જયતિ સંમેત ગિરિરાજઃ ॥

અજીતનાથથી પણ પહેલાં ત્યાં આવેલા શ્રી આદેશ્વર પ્રભુ અને તેમના શિષ્યો વડે જેનાં શિખર પાવન થયેલાં છે અને જે તીર્થપણે પ્રસિદ્ધ થયેલ છે તે શ્રી સંમેત ગિરિરાજ જયવંતા વર્તે છે. (૧૦)

ત્રિદિવાદિપદારોહણ સોપાનસમાનતાં ભુવિ દધાતિ ।
અદ્યાપિ યો જનાનાં, સ જયતિ સંમેત ગિરિરાજઃ ॥

અદ્યાપિ જે ભવ્યજનોને પૃથ્વી પરથી સ્વર્ગે અને મોક્ષે ચઢવાના સોપાન સમાન છે તે શ્રી સંમેત ગિરિરાજ જયવંતા વર્તે છે. (૧૧)

કુંડજલ પ્રતિબિંબિત ચૈત્યતતિં યત્ર કુસુમમોચનતઃ ।
પૂજયતિ સંઘલોકઃ સ જયતિ સંમેત ગિરિરાજઃ ॥

કુંડના જળમાં પ્રતિબિંબિત થતી ચૈત્ય શ્રેણીને જ્યાં સંઘ સમૂહ પુષ્પ પ્રક્ષેપવા વડે પૂજા કરે છે તે શ્રી સંમેત ગિરિરાજ જયવંતા વર્તે છે. (૧૨)

ઈહ સમવસરણમિહ દેશનેહ મુક્તિરિતિ જિનપદ પવિત્રાઃ ।
રમયન્તિ યત્ર દેશાઃ સ જયતિ સંમેત ગિરિરાજઃ ॥

અહીં જિનેશ્વર દેવનું સમવસરણ અહીં જિનેશ્વર દેવની

દેશના અને અહીં જિનેશ્વર દેવની મુક્તિ–એવી રીતે જિનેશ્વર દેવના ચરણ કમળથી પવિત્ર થયેલા પ્રદેશો જ્યાં રમણીય લાગે છે તે શ્રી સંમેત ગિરિરાજ જયવંતા વર્તે છે. (૧૩)

રગદ ભંગુર સંવેગ રંગિણો યત્ર કિલ કુરંગાદ્યાઃ
મુનિસંગાદ્દિવમાપુઃ સ જયતિ સંમેત ગિરિરાજઃ ॥

સાધુ સંગથી ઉછળતા અભંગ સંવેગ રંગથી રંગાયેલા હરિણાદિક પશુઓ પણ જ્યાં દેવગતિને પામ્યા છે તે શ્રી સંમેત ગિરિરાજ જયવંતા વર્તે છે. (૧૪)

યત્ર તપોજિનપૂજનશનાદિ કૃતં વિશાલ ફલમલ્પમ્।
તીર્થાનુભાવતઃ સ્યાત્ સ જયતિ સંમેત ગિરિરાજઃ ॥

જ્યાં અલ્પ માત્ર કરેલ તપ, જિનપૂજા અને અનશન આદિ તિર્થના પ્રભાવથી અનલ્પ (વિશાળ) ફળને આપે છે તે શ્રી સંમેત ગિરિરાજ જયવંતા વર્તે છે. (૧૫)

સમ્મેત તીર્થમિતિ યો દેવેન્દ્રમુનીન્દ્રવન્દિતં વિદિતમ્।
ભક્ત્યા સ્તવીતિ વીતાપદ મચ્યુત પદ મસૌ લભતે ॥

દેવેંદ્રો અને મુનીંદ્રો વડે વંદિત અને પ્રસિદ્ધ એવા શ્રી સંમેત શિખર તીર્થને જે ભક્તિથી સ્તવે છે તે સકળ આપદા રહિત અવિચળ મોક્ષપદને પામે છે. ઈતિ શ્રી સમેતશિખર કલ્પ.

---

ॐ ह्रीँ अर्हँ नमः

# શ્રી શત્રુંજય લઘુકલ્પ

અઇમુત્તય કેવલિણા, કહિઅં સત્તુંજતિત્થ માહપ્પં ।
નારયરિસિસ્સ પુરઓ, તં નિસુણહ ભાવઓ ભવિઆ ॥

અતિમુક્ત કેવળી ભગવંતે જે શત્રુંજય તીર્થનું માહાત્મ્ય નારદઋષિની પાસે કહ્યું છે, તે માહાત્મ્યને હે ભવ્યજીવો ! ભાવપૂર્વક સાંભળો. ॥ ૧ ॥

સેત્તુંજે પુંડરીઓ, સિદ્ધો મુણિકોડિપંચસંજુત્તો ।
ચિત્તસ્સ પુણ્ણિમાએ, સો ભણ્ણઇ તેણ પુંડરિઓ ॥

ચૈત્ર માસની પૂર્ણિમાને દિવસે શ્રી શત્રુંજય ઉપર પુંડરીક સ્વામી (આદીશ્વર પ્રભુના પ્રથમ ગણધર) પાંચ ક્રોડ મુનિઓ સહિત સિદ્ધિપદને પામ્યા, તેથી તે પુંડરીક ગિરિ કહેવાય છે. ॥૨॥

નમિ વિનમિ રાયાણો, સિદ્ધા કોડિહિ દોહિં સાહૂણં ।
તહ દવિડ વાલિખિલ્લા, નિવ્વુઆ દસ ય કોડીઓ ॥૩॥

નમિ અને વિનમિ નામના બે વિદ્યાધર રાજાઓ બે ક્રોડ સાધુઓ સહિત સિદ્ધ થયા, તથા દ્રાવિડ અને વાલિખિલ્લ નામના મુનિ દસ ક્રોડ સાધુ સહિત નિવૃત્તિ (મોક્ષપદ) પામ્યા. ॥૩॥

પજ્જુન્ન સંબ પમુહા, અદ્ધુટ્ઠાઓ કુમારકોડીઓ ।
તહ પંડવા વિ પંચ ય, સિદ્ધિ ગયા નારયરિસી ય ॥

પ્રદ્યુમ્ન અને શાંબકુમાર પ્રમુખ સાડા આઠ ક્રોડ કુમારો, તથા પાંચ પાંડવો, તેમજ નારદ-ઋષિ [આ તીર્થને વિષેજ] સિદ્ધિપદને પામ્યા. ॥૪॥

થાવચ્ચા સુય સેલગા ય, મુણિણો વિ તહ રામમુણિ ।
ભરહો દસરહપુત્તો, સિદ્ધા વંદામિ સેત્તુંજે ॥

થાવચ્ચાપુત્ર, શુકાચાર્ય, સેલગમુનિ, તથા દશરથના પુત્ર રામચંદ્ર અને ભરત પણ શત્રુંજય તીર્થને વિષે જ સિદ્ધ થયા; તે સર્વેને હું વંદના કરું છું. ॥ ૫ ॥

અન્ને વિ ખવિયમોહા, ઉસભાઇવિસાલવંસસંભૂઆ ।
જે સિદ્ધા સેત્તુંજે, તં નમહ મુણિ અસંખિજ્જ ॥

ઋષભાદિકના ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયેલા બીજા પણ અસંખ્ય મુનિઓ, કે જેઓ મોહનો ક્ષય-નાશ કરીને શત્રુંજય તીર્થને વિષે સિદ્ધ થયા, તે સર્વેને વંદના કરો. ॥ ૬ ॥

પન્નાસ જોયણાઇં, આસી સેત્તુંજ વિત્થરો મૂલે ।
દસ જોયણ સિહરતલે, ઉચ્ચત્તં જોયણા અટ્ઠ ॥

શ્રી શત્રુંજય ગિરિ [ઋષભદેવ સ્વામીના વખતમાં] મૂળમાં પચાસ યોજનના વિસ્તારવાળો, શિખર તળે (શિખર ઉપર) દસ યોજન વિસ્તારવાળો, અને ઉંચો આઠ યોજન હતો. ॥ ૭ ॥

જં લહઇ અન્નતિત્થે, ઉગ્ગેણ તવેણ બંભચેરેણ ।
તં લહઇ પયત્તેણં, સેત્તુંજગિરિમ્મિ નિવસંતો ॥

અન્ય તીર્થોમાં ઉગ્ર તપસ્યા વડે તથા બ્રહ્મચર્ય વડે જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળ શ્રી શત્રુંજય ગિરિ પર પ્રયત્નપૂર્વક વસવા માત્રથી જ પ્રાપ્ત થાય છે. ॥ ૮ ॥

જં કોડિએ પુણ્ણં, કામિયઆહાર ભોઇયા જેઉ ।
તં લહઇ તત્થ પુણ્ણં, એગોવાસેણ સેત્તુંજે ॥

એક ક્રોડ મનુષ્યોને ઇચ્છિત આહારનું ભોજન કરાવવાથી જે પુણ્ય થાય છે, તેટલું પુણ્ય શત્રુંજય તીર્થમાં એક ઉપવાસ કરીનેજ પ્રાપ્ત થાય છે. ॥ ૯ ॥

જં કિંચિ નામ તિત્થં, સગ્ગે પાયાલિ માણુસે લોએ ।
તં સવ્વમેવ દિઠ્ઠં, પુંડરિએ વંદિએ સંતે ॥

સ્વર્ગમાં, પાતાળમાં અને મનુષ્ય લોકમાં જે કોઈ નામ માત્રથી પણ તીર્થ છે, તે સર્વે તીર્થોને માત્ર પુંડરીકગિરિને વંદન કરવાથીજ જોયાં સમજવાં. અર્થાત્ શત્રુંજય તીર્થનું વંદનં કરવાથી સર્વ તીર્થોને વંદન કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે. ॥ ૧૦ ॥

પડિલાભંતે સંઘં, દિઠ્ઠમદિઠ્ઠે ય સાહૂ સેત્તુંજે ।
કોડિગુણં ચ અદિઠ્ઠે, દિઠ્ઠે અ અણંતયં હોઇ ।

શ્રી શત્રુંજયના માર્ગમાં જતાં જે પુરૂષ શ્રી શત્રુંજયને જોયે અથવા ન જોયે સાધુ સંઘને પડિલાભે, તો તેમાં શત્રુંજયને અણદીઠે કોટિગણું ફળ થાય છે; અને દીઠે તો અનંતગણું ફળ થાય છે. ॥ ૧૧ ॥

કેવલનાણુપ્પત્તી, નિવ્વાણં આસિ જત્થ સાહૂણં ।
પુંડરિએ વંદિત્તા, સવ્વે તે વંદિયા તત્થ ॥

જે જે સ્થાને સાધુઓને કેવળજ્ઞાનની ઉત્પત્તિ થઇ છે, અને જ્યાં જ્યાં નિર્વાણ પામ્યા છે, તત્ર તત્ર રહેલા તે સર્વ સ્થાન, પુંડરીકગિરિને વંદન કરવાથી વાંદ્યા એમ સમજવું. ॥ ૧૨ ॥

અટ્ઠાવય સમ્મેએ, પાવા ચંપાઇ ઉજ્જંતનગે ય ।
વંદિત્તા પુણ્ણફલં, સયગુણં તં પિ પુંડરીએ[1] ॥૧૩॥

અષ્ટાપદ, સમેતશિખર, પાવાપુરી, ચંપાપુરી અને ઉજ્જયંતગિરિ (ગિરનાર), આ સર્વ તીર્થોને વાંદવાથી જે પુણ્યફળ થાય; તે કરતાં સોગણું પુણ્ય એક પુંડરીકગિરિને વંદન કરવાથી થાય છે. ॥ ૧૩ ॥

પૂઆકરણે પુણ્ણં, એગગુણં સયગુણં ચ પડિમાએ ।
જિણભવણેણ સહસ્સં, ણંતગુણં પાલણે હોઇ ॥૧૪॥

આ તીર્થરાજને વિષે પૂજા કરવાથી એકગણું પુણ્ય થાય છે, પ્રતિમાનું સ્થાપન કરવાથી [ પ્રતિમા બેસારવાથી ] સોગણું પુણ્ય થાય છે, જિનભવન કરાવવાથી હજારગણું પુણ્ય થાય છે, અને એ તીર્થનું પાલન (રક્ષણ) કરવાથી અનંતગણું પુણ્ય થાય છે. ॥ ૧૪ ॥

પડિમં ચેઇહરં વા, સિત્તુંજગિરિસ્સ મત્થએ કુણઇ ।
ભુત્તૂણ ભરહવાસં, વસઇ સગ્ગે નિરૂવસગ્ગે ॥

જે મનુષ્ય શ્રી શત્રુંજય ગિરિના શિખર પર જિનેશ્વરની પ્રતિમા બેસાડે અથવા ચૈત્ય કરાવે, તે ભરતક્ષેત્રને ભોગવીને એટલે ચક્રવર્તી થઈને પછી સ્વર્ગ તથા મોક્ષને વિષે વાસ કરે છે. અર્થાત્ સ્વર્ગ અને મોક્ષનાં સુખ પામે છે. ॥ ૧૫ ॥

નવકાર પોરિસીએ, પુરિમડ્ઢેગાસણં ચ આયામં ।
પુંડરીયં ચ સરંતો, ફલકંખી કુણઇ અભત્તટ્ઠં ॥
છટ્ઠ-ટ્ઠમ-દસમ-દુવાલસાણં, માસ-દ્ધમાસખવણાણં ।
તિગરણસુદ્ધો લહઇ; સિત્તુંજં સંભરંતો અ ॥

---

૧ શ્રી યશોવિજયજી ઉપાધ્યાય આ ગાથાનો ભાવ વિમળાચળના સ્તવનમાં લાવ્યા છે–"જે સઘળા તીરથ કર્યા, યાત્રા ફળ લહીએ; તેહથી એ ગિરિ ભેટતાં, શતગણું ફળ લહીએ."

ઉત્તમ ફળની આકાંક્ષાવાળો જે મનુષ્ય પુંડરીક ગિરિનું સ્મરણ કરતો છતો નવકારશી, પોરસી, પુરિમઢ્ઢ, એકાસણું આયંબિલ અને ઉપવાસ કરે છે; તે ત્રિકરણ શુધ્ધે શ્રીશત્રુંજયનું ધ્યાન કરવાથી અનુક્રમે છઠ્ઠ, અઠ્ઠમ, દશમ, ( ચાર ઉપવાસ ), દ્વાદશ (પાંચ ઉપવાસ ),અર્ધ માસ (પંદર ઉપવાસ )અને માસખમણનું ફળ પામે છે. ॥ ૧૬–૧૭ ॥

છટ્ઠેણું ભત્તેણં, અપ્પાણેણં તુ સત્ત જત્તાઇં ।
જો કુણઇ સેત્તુંજે, તઇયભવે લહઇ સો મુક્ખં ॥

જે મનુષ્ય શત્રુંજય તીર્થપર પાણી રહિત (ચોવિહારા) છઠ્ઠ ભક્તે (બે ઉપવાસે) કરીને સાત યાત્રાઓ કરે, તે ત્રીજે ભવે મોક્ષ-પદને પામે છે. ॥ ૧૮ ॥

અજ્જ વિ દીસઇ લોએ, ભત્તં ચઇઊણ પુંડરીયનગે ।
સગ્ગે સુહેણ વચ્ચઇ; સીલવિહૂણો વિ હોઊણં ॥૧૯॥

અદ્યાપિ લોકમાં પ્રસિદ્ધ છે કે–શીલ રહિત મનુષ્ય પણ આ પુંડરીક ગિરિરાજ પર ભક્તનો (આહાર-પાણીનો) ત્યાગ કરીને રહેવાથી સુખે સુખે સ્વર્ગમાં જાય છે. અર્થાત્ સ્વર્ગનાં સુખને પામે છે. ॥૧૯॥

છત્તં ઝયં પડાગં, ચામર-ભિંગાર-થાલદાણેણં ।
વિજ્જાહરો અ હવઈ, તહ ચક્કી હોઈ હોઈ રહદાણા ॥૨૦॥

આ તીર્થપર છત્ર, ધ્વજા, પતાકા, ચામર, ભૃંગાર (કળશ) અને થાળનું દાન કરવાથી એટલે તેટલી વસ્તુઓ મૂકવાથી મનુષ્ય વિદ્યાધર થાય છે; તથા રથનું દાન કરવાથી (રથ મૂકવાથી) ચક્ર-વર્તી થાય છે. ॥૨૦॥

દસ વીસ તીસ ચત્તા, લક્ખ પન્નાસા પુપ્ફદામદાણેણ ।
લહઈ ચઉત્થ-છટ્ઠટ્ઠમ-દસમ-દુવાલસફલાઇં ॥૨૧॥

આ તીર્થમાં દસ લાખ, વીશ લાખ, ત્રીશ લાખ, ચાળીશ લાખ, અને પચાસ લાખ પુષ્પોની માળાનું દાન કરવાથી મનુષ્ય અનુક્રમે એક, બે, ત્રણ, ચાર અને પાંચ ઉપવાસનું ફળ પામે છે. ॥૨૧॥

ધૂવે પક્ખુવવાસો, માસક્ખમણં કપૂરધૂવંમિ ।
કિત્તિય માસક્ખમણં, સાહૂ પડિલાભિએ લહઈ ॥૨૨॥

આ તીર્થમાં કૃષ્ણાગરૂ પ્રમુખનો ધૂપ કરવાથી પંદર ઉપવાસનું, કપૂરનો ધૂપ કરવાથી માસ ઉપવાસનું અને સાધુને પ્રતિલાભવાથી કેટલાક માસના ઉપવાસનું ફળ પામે છે. ॥૨૨॥

ન વિ તં સુવણ્ણભૂમિ-ભૂસણદાણેણ અન્નતિત્થેસુ ।
જં પાવઈ પુણ્ણફલં, પૂઆ-ન્હવણેણ સિત્તુંજે ॥૨૩॥

બીજાં તીર્થોમાં સુવર્ણ, ભૂમિ અને ભૂષણનું દાન દેવાથી પણ જે પુણ્યફળ મળી શકતું નથી; તે પુણ્યફળ શ્રી શત્રુંજય તીર્થમાં પૂજા અને ન્હવણ માત્ર કરવાથી પ્રાપ્ત થાય છે. ॥૨૩॥

કંતાર-ચોર-સાવય-સમુદ્દ-દારિદ્દ-રોગ-રિઉ-રુદ્દા ।
મુચ્ચંતિ અવિગ્ઘેણં, જે સેત્તુંજં ધરન્તિ મણે ॥૨૪॥

જેઓ શ્રી શત્રુંજય તીર્થનું મનમાં ધ્યાન ધરે છે, તેઓ-અરણ્ય, ચોર, સિંહ, સમુદ્ર, દારિદ્ર્ય, રોગ, શત્રુ અને અગ્નિ વિગેરે રૂદ્ર (આકરા) ભયોથી નિર્વિઘ્ને મૂકાય છે. અર્થાત્ તે તે ભયો તેને હાનિ કરી શકતા નથી. ॥૨૪॥

સારાવલીપયન્નગ-ગાહાઓ સુઅહરેણ ભણિઆઓ ।
જો પઢઈ ગુણઈ નિસુણઈ, સો લહઈ સિત્તુંજજત્તાફલં ॥૨૫॥

શ્રુતધરે કહેલી અને સારાવલી પયન્નામાં રહેલી આ ગાથાઓને જે મનુષ્ય ભણે ગણે કે સાંભળે, તે શ્રી શત્રુંજય તીર્થની યાત્રાનું ફળ પામે છે. ॥૨૫॥

॥ ઇતિ શ્રી શત્રુંજય લઘુકલ્પઃ ॥

# શ્રી શત્રુંજય મહાતીર્થ કલ્પઃ ।।

સુઅધમ્મકિત્તિઅં તં, તિત્થં દેવિંદવંદિઅં થુણિમે ।।
પાહુડએ વિજ્જાણું, દેસિઅમિગવીસ નામં જં ।।૧।।

શ્રુત–સિદ્ધાંતમાં વર્ણવેલા અને દેવેંદ્રોએ વંદેલા એવા જે તીર્થરાજનાં, વિદ્યાપ્રાભૃત નામના પૂર્વમાં એકવીશ ઉત્તમ નામ કહ્યાં છે તે (પવિત્ર) તીર્થરાજની અમે સ્તવના કરીએ છીએ ।।૧।।

વિમલગિરિ મુત્તિનિલઓ, સત્તુંજ સિદ્ધખિત્ત પુંડરીઓ ।
સિરિસિદ્ધસેહરો સિદ્ધ–પવ્વઓ સિદ્ધરાઓ અ ।।૨।।
બાહુબલી મરૂદેવો, ભગીરહો સહસપત્ત સયવત્તો ।
કૂડસયઅટ્ઠુત્તરો, નગાહિરાઓ સહસકમલો ।।૩।।
ઢંકો કોડિનિવાસો, લોહિચ્ચો તાલજ્ઝઓ કયંબુત્તિ ।
સુરનરમુણિકયનામો, સો વિમલગિરિ જયઉ તિત્થં ।।૪।।

૧ વિમલગિરિ, ૨ મુક્તિનિલય, ૩ શત્રુંજય, ૪ સિદ્ધક્ષેત્ર, ૫ પુંડરીક ગિરિ, ૬ શ્રીસિદ્ધશેખર; ૭ સિદ્ધગિરિ, અને ૮ સિદ્ધ-રાજ ।।૨।।

૯ બાહુબલિ, ૧૦ મરૂદેવ, ૧૧ ભગીરથ, ૧૨ સહસ્રપત્ર, ૧૩ શતપત્ર, ૧૪ અષ્ટોત્તર શતકૂટ, ૧૫ નગાધિરાજ, ૧૬ સહસ્રકમલ ।।૩।।

૧૭ ઢંક, ૧૮ કોડિનિવાસ, ૧૯ લૌહિત્ય, ૨૦ તાલધ્વજ, અને ૨૧ કંદબગિરિ; આ પ્રમાણે જેનાં ઉત્તમ એકવીશ નામો દેવ મનુષ્ય અને મુનિઓએ મળીને સ્થાપ્યાં છે, તે શ્રી વિમલગિરિ રાજ જયવંતા વર્તો ।।૪।।

રયણાયર-વિવરો-સહિ—રસકૂવિઆ સદેવિઆ જત્થ ।
ઢંકાઇ પંચ કૂડા, સો વિમલગિરિ જયઉ તિત્થં ॥૫॥

જેમાંના ઢંકાદિક પાંચ શિખરો–દેવતાધિષ્ઠિત રત્નની ખાણો વડે, ગુફાઓ વડે, ઔષધિઓ વડે, અને રસકૂપિકાઓ વડે યુક્ત છે; તે વિમલગિરિરાજ તીર્થ જયવંતા વર્તો ॥૫॥

જો અરયચ્છગમ્મિ અસી, સત્તરી સટ્ઠી અ પન્ન બાર જોઅણુચ્ચે ।
સગ રયણિ વિત્થિણ્ણો, સો વિમલગિરિ જયઉ તિત્થં ॥૬॥

જે પહેલા આરાથી માંડી છઠ્ઠા આરા સુધીમાં અનુક્રમે ઘટતા—૮૦, ૭૦, ૬૦, ૫૦, ૧૨ યોજન અને ૭ હાથના વિસ્તારવાળો કહ્યો છે; તે વિમલગિરિરાજ તીર્થ જયવંતા વર્તો ॥૬॥

જો અટ્ઠજોયણુચ્ચો પન્ના દસ જોયણો અ મૂલુવરિ ।
વિત્થિણ્ણો રિસહજિણે, સો વિમલગિરિ જયઉ તિત્થં ॥૭॥

જે ઋષભદેવ ભગવાનના વારે આઠ યોજન ઉંચો, પચાસ યોજન મૂળમાં વિસ્તારવાળો, અને દસ યોજન ઉપરના ભાગમાં વિસ્તીર્ણ હતો; તે વિમલગિરિરાજ તીર્થ જયવંતા વર્તો ॥૭॥

જહિં રિસહસેણ પમુહા, અસંખ તિત્થંકરા સમોસરિઆ ।
સિદ્ધા અ સિદ્ધસેલે, સો વિમલગિરિ જયઉ તિત્થં ॥૮॥

જે સિદ્ધશૈલ ઉપર ઋષભસેન પ્રમુખ અસંખ્ય તીર્થંકરો સમવસર્યા છે અને સિદ્ધ થયેલ છે, તે વિમલગિરિરાજ તીર્થ જયવંતા વર્તો ॥૮॥

નઇ પઉમનાહપમુહા, સમોસરિસ્સન્તિ જત્થ ભાવિજિણા ।
તં સિદ્ધખિત્તનામં, સો વિમલગિરિ જયઉ તિત્થં ॥૯॥

તેમજ પદ્મનાભ પ્રમુખ ભાવિ તીર્થંકરો જ્યાં આવીને સમવસરશે, જેથી તેનું સિદ્ધક્ષેત્ર નામ મશહૂર છે; તે શ્રી વિમલગિરિરાજ તીર્થ જયવંત વર્તો ॥૯॥

સિરિનેમિનાહવજ્જા, જત્થ જિણા રિસહપમુહ વીરંતા ।
તેવીસ સમોસરિઆ, સો વિમલગિરિ જયઉ તિત્થં ॥૧૦॥

વળી જ્યાં શ્રી નેમિનાથ ભગવાન વિના, ઋષભદેવથી આરંભી વર્દ્ધમાન પ્રભુ પર્યંત વર્દ્ધમાન ચોવીશીના ત્રેવીશ તીર્થંકરો સમવસર્યા હતા, તે શ્રી વિમલગિરિરાજ જયવંતા વર્તો ॥૧૦॥

મણિ-રૂપ્પ-કણયપડિમં, જત્થ રિસહચેઈઅં ભરહવિહિઅં ।
સદુવીસજિણાયયણં, સો વિમલગિરિ જયઉ તિત્થં ॥૧૧॥

જ્યાં ભરત ચક્રવર્તીએ કરાવેલું બાવીશ જિનાલય સહિત શ્રી ઋષભદેવ ભગવંતનું ચૈત્ય મણિમય, સુવર્ણમય, અને રૂપામય પ્રતિમાઓથી અલંકૃત છે; તે શ્રી વિમલગિરિરાજ તીર્થ જયવંત વર્તો ॥૧૧॥

બાહુબલિણા ઉ રમ્મં, સિરિમરૂદેવાઈ કારિઅં ભવણં ।
જત્થ સમોસરણ જુઅં, સો વિમલગિરિ જયઉ તિત્થં ॥૧૨॥

વળી જ્યાં બાહુબલિજીએ શ્રીમરૂદેવા માતાનું મંદિર રમણિક અને સમવસરણ યુક્ત કરાવેલું છે, તે શ્રી વિમલગિરિરાજ તીર્થ જયવંત વર્તો ॥૧૨॥

ઓસપ્પિણીઈ પઢમં, સિદ્ધો ઈહ પઢમચક્કીપઢમસુઓ ।
પઢમજિણસ્સ ય પઢમ-ગણહારી જત્થ પુંડરીઓ ॥૧૩॥

આ અવસર્પિણી કાળમાં જ્યાં સૌથી પ્રથમ ભરતચક્રવર્તીના

પહેલા પુત્ર અને પ્રથમ તીર્થંકર ભગવાનના પ્રથમ ગણધર મહારાજ શ્રી પુંડરીકસ્વામી સિદ્ધિપદને પામ્યા છે. ॥૧૩॥

ચિત્તસ્સ પુણ્ણિમાએ, સમણાણં પંચકોડી પરિયરિઓ ।
નિમ્મલ જસ પુંડરીઓ, સો વિમલગિરિ જયઉ તિત્થં ॥૧૪॥

ચૈત્રી પૂનમે પાંચ ક્રોડ મુનિઓથી પરિવરેલા પુંડરીક સ્વામી જ્યાં નિર્મળ મોક્ષપદને પામ્યા છે, તે શ્રી વિમલગિરિરાજ તીર્થ જયવંતા વર્તો ॥૧૪॥

નમિ-વિનમિખયરિંદા, સહ મુણિકોડિહિં દોહિં સંજયા ।
જહિં સિદ્ધસેહરા સહ, સો વિમલગિરિ જયઉ તિત્થં ॥૧૫॥

નમિ અને વિનમિ વિદ્યાધરો બે ક્રોડ મુનિઓ સંઘાતે જ્યાં સિદ્ધપદને વર્યા છે, તે વિમલ ગિરિરાજ તીર્થ જયવંત વર્તો ॥૧૫॥

સવ્વટ્ઠસિદ્ધપત્થડ-અંતરિઆ પન્નકોડિલક્ખુદહી ।
મરૂદેવિ અસંખાહિ, ચઉદ્દસ લખ્ખાઇ સંખાહિ ॥૧૬॥

જત્થાજસાઇચ્ચ સગરંતા સિરિઉસહવંસજનરિંદા ।
સિદ્ધિ ગયા અસંખા, સો વિમલગિરિ જયઉ તિત્થં ॥૧૭॥

ચૌદ લાખ મોક્ષે જાય ત્યારે એક સર્વાર્થ સિદ્ધ વિમાનમાં જાય, એવી રીતે પચાસ લાખ કરોડ સાગરોપમ સુધી સૂર્યયશાથી માંડીને સગર ચક્રવર્તી પર્યંત ઋષભદેવના વંશના અસંખ્ય પટ્ટ-પરંપરામા થયેલા અસંખ્ય રાજાઓ જ્યાં સિદ્ધિપદને વર્યા; તે શ્રી વિમલગિરિરાજ તીર્થ જયવંતુ વર્તો. ॥૧૬-૧૭॥

વાસાસુ ચઉમ્માસં, જત્થ ઠિઆ અજિઅ-સંતિજિણનાહા
બિઅ મોલ ધમ્મચક્કી, સો વિમલગિરિ જયઉ તિત્થં ॥૧૮॥

જ્યાં બીજા અને સોળમા ધર્મચક્રવર્તિ શ્રી અજિતનાથ અને શ્રી શાંતિનાથ વર્ષાને વિષે ચાતુર્માસ રહ્યા, તે વિમલગિરિરાજ તીર્થ જયવંત વર્તો. ॥૧૮॥

દસકોડિસાહુસહિઆ, જત્થ દવિડ–વાલિખિલ્લપમુહનિવા ।
સિદ્ધા નગાહિરાએ, જયઉ તયં પુંડરિયં તિત્થં

દ્રાવિડ અને વાલિખિલ્લ પ્રમુખ રાજાઓ દશક્રોડ સાધુ સંઘાતે જે ગિરિરાજ ઉપર સિધ્ધિપદને પામ્યા, તે શ્રી પુંડરીક તીર્થ જયવંત વર્તો. (૧૯)

જહિં રામાઈ તિકોડિ, ઇગનવઈ નારયાઈ મુણિલક્ખા ।
જાયાઓ સિદ્ધરાયા, સો વિમલગિરિ–જયઉ તિત્થં ॥૨૦॥

જ્યાં રામચંદ્રાદિક ત્રણ ક્રોડ સાધુઓ અને નારદ આદિ એકાણું લાખ સાધુઓ સિદ્ધ થયા, તે શ્રી વિમલગિરિરાજ તીર્થ જયવંત વર્તો. ॥૨૦॥

નેમિવયણેણ જત્તા-ગએણ જહિં નંદિસેણગણિવઈણા ।
વિહિઓ અજિયસંતિથઓ, સો વિમલગિરિ જયઉ તિત્થં ॥૨૧॥

શ્રી નેમિનાથ પ્રભુની આજ્ઞાથી યાત્રાએ આવેલા **નંદિષેણ** નામના ગણધરે જ્યાં **અજિતશાંતિ** સ્તવ કર્યો, તે શ્રી વિમલગિરિરાજ તીર્થ જયવંત વર્તો. ॥૨૧॥

પજ્જુન્ન–સંબપમુહા કુમરવરા સડ્ઢઅટ્ઠકોડિજુઆ ।
જત્થ સિવં સંપત્તા, સો વિમલગિરિ જયંઉ તિત્થં ॥૨૨॥

જ્યાં શાંબ અને પ્રદ્યુમ્ન પ્રમુખ શ્રેષ્ઠ કુમારો સાડા આઠ ક્રોડ મુનિઓ સંઘાતે શિવસંપદાને વર્યો, તે શ્રી વિમલગિરિરાજ જયવંત વર્તો. ॥૨૨॥

અન્ને વિ ભરહ–સેલગ–થાવચ્ચાસુઅ–સુઆઈ અસંખા ।
જહિં કોડિ કોડિ સિદ્ધા, સો વિમલગિરિ જયઉ તિત્થં ॥૨૩॥

વળી બીજા પણ ભરત, સેલગસૂરિ, થાવચ્ચાપુત્ર, અને શુકાચાર્ય પ્રમુખ અસંખ્ય ક્રોડાક્રોડ સાધુઓ સિદ્ધિપદને વર્યા; તે વિમલગિરિરાજ તીર્થ જયવંત વર્તો ॥૨૩॥

અસંખા ઉદ્ધારા, અસંખ પડિમાઓ ચેઇઅ અસંખા ।
જહિં જાયા જયઉ તયં, સિરિસત્તુંજય મહાતિત્થં ॥૨૪॥

અસંખ્ય ઉદ્ધારો. અસંખ્ય પ્રતિમાઓ, અને અસંખ્ય ચૈત્યો જ્યાં થયા; તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો. ॥૨૪॥

કયજિણપડિમુદ્ધારા, પંડવા જત્થ વીસકોડિજુઆ ।
મુત્તિનિલયમ્મિ પત્તા, સો વિમલગિરિ જયઉ તિત્થં ॥૨૫॥

જેમણે જિનપ્રતિમાઓના ઉદ્ધાર કર્યો એવા પાંચ પાંડવો વીસ ક્રોડ મુનિ સંઘાતે જ્યાં મુક્તિપદને પામ્યા; તે વિમલગિરિરાજ તીર્થ જયવંત વર્તો. ॥૨૫॥

ભરહકારવિયબિંબં, ચિલ્લણતલાઇ ગુહાઠિઈં નમંતો ।
જહિં હોઇ ઇગવયારી, સો વિમલગિરિ જયઉ તિત્થં ॥૨૬॥

જ્યાં ચિલ્લણ તળાવડીની નજદીકમાં રહેલી દેવતાધિષ્ઠિત ગુફામાં બિરાજમાન કરેલી ભરતચક્રવર્તીએ કરાવેલી પ્રભુપ્રતિમાને નમસ્કાર કરનાર એકાવતારી થાય છે. તે શ્રી વિમલગિરિરાજ તીર્થ જયવંત વર્તો. ॥૨૬॥

દહિફલફલરયસમીવે, અલક્ખલદેઉલીપરિસરપએસે ।
સિવબારં પિવ આરં, જીઈ ગુહાએ વિહાડેઉં ॥

અટ્ઠમતવેણ તુટ્ઠો, કવડિજક્ખો જહિં ભરહપડિમં ।
વંદાવઈ જયઉ તયં, સિરિસત્તુંજય મહાતિત્થં ॥

દધિફલ (કોઠાનાં) વૃક્ષ સમીપે અને અલખ્ખ દેવડીની નજદીકમાં રહેલી તે દેવતાધિષ્ઠિત ગુફાનું મોક્ષદ્વારના જેવું દ્વાર ઉઘાડીને, અટ્ઠમ તપથી તુષ્ટમાન થયેલો **કપર્દી યક્ષ** જ્યાં ભરત મહારાજાએ કરાવેલી પ્રભુપ્રતિમાને વંદાવે છે; તે શ્રી શત્રુંજય મહાતીર્થરાજ જયવંત વર્તો. ॥૨૭-૨૮॥

સંપઇ-વિક્કમ બાહડ-હાલ-પલિત્તા-ऽऽમ-દત્તારાયાઇ ।
જં ઉદ્ધરિહન્તિ તયં, સિરિસત્તુંજય મહાતિત્થં ॥૨૯॥

સંપ્રતિ, વિક્રમ, બાહડ, હાલ, પાદલિપ્ત, આમ અને દત્ત-રાજાદિક જેનો ઉદ્ધાર કરનાર થશે, તે શ્રી શત્રુંજય મહાતીર્થરાજ જયવંત વર્તો. ॥૨૯॥

જં કાલયસૂરિ પુરો, સરહિં સુદિટ્ઠિ સયા વિદેહે વિ ।
ઈણુમિઅ સક્કેણુત્તં, તં સત્તુંજય મહાતિત્થં ॥૩૦॥

મહાવિદેહ ક્ષેત્રમાં પણ સમ્યગ્દષ્ટિ જનો જેનું સદા સ્મરણ કરે છે, એવી હકીકત શક્રેન્દ્રે **કાલકસૂરિ** સમીપે જણાવી છે; તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો. ॥૩૦॥

જાવડિબિંબુદ્ધારે, અણુપમસરમજિઅચેઇઅઠાણે ।
જહિં હોઈ જયઉ તયં, સિરિસત્તુંજય મહાતિત્થં ॥૩૧॥

**જાવડશા**એ કરાવેલા ચૈત્યઉદ્ધાર સમયે અજિતનાથ સ્વામીના ચૈત્ય સમીપે જ્યાં **અનુપમ સરોવર** નિર્માણ કરવામાં આવેલું છે

તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો. ॥૩૧॥

મરૂદેવી-સંતિભવણું, ઉદ્ધરિહી જત્થ મેહઘોસનિવો ।
કક્કિપઉત્તો તં ઇહ, સિરિસિત્તુંજય મહાતિત્થં ॥૩૨॥

જ્યાં કલ્કિરાજાના પુત્રના પુત્ર **મેઘઘોષ** રાજા-મરૂદેવી માતાના મંદિરનો તથા શ્રી શાંતિનાથના મંદિરનો ઉદ્ધાર કરશે, તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો. ॥૩૨॥

પચ્છિમઉદ્ધારકરો, જસ્સ વિમલવાહણો નિવો હોહી ।
દુપ્પસહગુરુવએસા, તં સત્તુંજય મહાતિત્થં ॥૩૩॥

દુપ્પસહસૂરિના ઉપદેશથી **વિમલવાહન રાજા** જેનો છેલ્લો ઉદ્ધાર કરાવશે, તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો. ॥૩૩॥

વુચ્છિન્ને વિ અ તિત્થે, હોહી પૂઆઉસહકૂડં જં ।
જા પઉમનાહતિત્થં, તં સત્તુંજય મહાતિત્થં ॥૩૪॥

જ્યારે તીર્થનું માન ધીકકુલ થઈ જશે. અર્થાત્-પ્રમાણમાં તે બહુજ અલ્પ રહેશે, અને વર્તમાન વીરશાસનનો પણ વિચ્છેદ થશે, ત્યારે પણ ભાવિ પદ્મનાભ પ્રભુના શાસન સુધી જેનું ઋષભકૂટ (મુખ્ય શિખર) નો (દેવાદિકથી) પૂજાનું જ રહેશે, તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો. ॥૩૪॥

પાયં પાવવિમુક્કા, જત્થ નિવાસી અ જન્તિ તિરિઆ વિ ।
સુગઇએ જયઉ તયં, સિરિસિત્તુંજય મહાતિત્થં ॥૩૫॥

જેમાં નિવાસ કરતા તિર્યંચો પણ પ્રાયઃ પાપ રહિત થયા છતાં સદ્ગતિ પામે છે, તે શ્રી શત્રુંજય મહાતીર્થ જય-વંત વર્તો. ॥૩૫॥

જસ્સ સયોઇ કપ્પે, વક્ખાએ ઝાઇએ સુએ સરિએ ।
હોઈ સિવં તઇઅભવે, તં સત્તુંજય મહાતિત્થં ॥૩૬॥

જે તીર્થના કલ્પનું નિરંતર વ્યાખ્યાન, ધ્યાન, શ્રવણ કે સ્મરણ કરવાથી ત્રીજે ભવે મોક્ષ થાય છે; તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો. ॥૩૬॥

જલ-જલણ-જલહિ-રણ-વણ-હરિ-કરિ-વિસ-વિસહરાઇ દુટ્ઠભયં ।
નાસઇ જં નામ સુઇ, તં સત્તુંજય મહાતિત્થં ॥૩૭॥

જેનું સાંભળતાં (યા સંભારતાં) જળ, અગ્નિ, સમુદ્ર, રણ, વન, સિંહ, હાથી, વિષ અને વિષધર આદિના દુષ્ટ ભય દૂર થઈ જાય છે; તે શ્રી શત્રુંજય મહાતીર્થ જયવંત વર્તો. ॥૩૭॥

ઇય ભદ્દબાહુરઇઆ, કપ્પા સતુંજતિત્થમાહપ્પં ।
સિરિવયરપહુદ્ધરિયં, જં પાલિત્તેણ સંખવિઅં ॥૩૮॥

આ **શ્રીભદ્રબાહુ** સ્વામીએ રચેલા **કલ્પ** થકી શ્રી શત્રુંજય તીર્થનું માહાત્મ્ય **શ્રી વજ્રસ્વામી** મહારાજે ઉદ્ધર્યું, અને **શ્રીપાદલિપ્ત સૂરિએ** તેનો સંક્ષેપ કર્યો ॥૩૮॥

તં જહસુઅં શુઅં મે, પઢંત-નિસુણંત-સંભરંતાણં ।
સત્તુંજયકપ્પથુત્તં, દેઉ લહુ સત્તુંજય સિદ્ધિં ॥૩૯॥

તે **શ્રી શત્રુંજય [ મહા ] કલ્પ સ્તવ** ગુરૂ પરંપરાથી જેમ સાંભળ્યો તેમજ મેં કહ્યો છે. ઉક્ત સ્તવન ભાવથી ભણનાર સાંભળનાર અને સંભારનાર ભવ્યોને તેના પ્રભાવે દ્રવ્ય-ભાવ શત્રુનો જય કરવાનું સામર્થ્ય શિઘ્ર સંપ્રાપ્ત થાઓ ॥૩૯॥

**॥ ઇતિ શ્રી શત્રુંજય મહાતીર્થ કલ્પઃ ॥**



ॐ હ્રીં અર્હં નમઃ

## ८. अर्बुदाद्रिकल्पः

# શ્રી આબુ પર્વત કલ્પ (તીર્થ)

મૂલ : અર્હન્તૌ પ્રણિપત્યાદૌ શ્રીમન્નાભેય-નેમિનૌ ।
મહાદ્રેર્બુદાખ્યસ્ય કલ્પં જલ્પામિ લેશતઃ ॥

૨ અન્વય : અહં શ્રીમન્નાભેય-નેમિનૌ અર્હન્તૌ પ્રણિપત્ય ।
અર્બુદાખ્યસ્ય મહાદ્રેઃ લેશતઃ કલ્પં જલ્પામિ ॥

અર્થ :— હું અરિહંત શ્રીમાન આદિનાથ સ્વામી તથા શ્રી નેમનાથ સ્વામિને નમસ્કાર કરીને આબુ નામના મહાન પર્વતનો (તીર્થ)નો લેશથી કલ્પ કહું છું.

મૂલ : દેવ્યાઃ શ્રીમાતુરુત્પત્તિમાદૌ વક્ષ્યે યથાશ્રુતમ્ ।
તદધિષ્ઠાનતો હ્યેષ પ્રખ્યાતો ભુવિ પર્વતઃ ॥

અન્વય : શ્રીમાતુ દેવ્યાઃ આદૌ ઉત્પત્તિમ્ યથાશ્રુતં વક્ષ્યે ।
તદ્ અધિષ્ઠાનતઃ હિ એષ પર્વતઃ ભુવિ પ્રખ્યાતઃ ॥

અર્થ :— શ્રીમાતા નામની દેવીની સૌ પ્રથમ ઉત્પત્તિને જે રીતે સાંભળી છે તે રીતે કહીશ, તે દેવીથી જ અધિષ્ઠિત આ પર્વત જગતનાં પ્રખ્યાત થાય છે.

મૂલ : શ્રી રત્નમાલ નગરે રાજાઽભૂદ્ રત્નશેખરઃ ।
સોઽનપત્યતયા દૂનઃ પ્રૈષીચ્છાકુનિકાન્ બહિઃ ॥૩॥

અન્વય : શ્રી રત્નમાલનગરે રત્નશેખરઃ રાજા અભૂત ।
અનપત્યતયા દૂનઃ સઃ શાકુનિકાન્ બહિઃ પ્રૈષીત્ ॥

અર્થ :— શ્રી રત્નમાલ નગરમાં રત્નશેખર નામના રાજા થયા પુત્ર વગર (અપુત્ર પણાથી) દુઃખિત થયેલા તેણે શાકુનિકોને બહાર મોકલ્યા

મૂલ : શિરઃ સ્થાં કાષ્ઠભારિણ્યાસ્તે દુર્ગાં દુર્ગતસ્ત્રિયાઃ
વીક્ષ્ય વ્યજિજ્ઞપન્ રાજ્ઞે ભાવ્યસ્યાસ્ત્વત્પદે સુતઃ ॥૪॥

અન્વય : તે દુર્ગાં વીક્ષ્ય શિરઃસ્થાં કાષ્ઠભારિણ્યાઃ દુર્ગતઃ સ્ત્રિયાઃ।
અસ્યાઃ ભાવી સુતઃ ત્વત્પદે રાજ્ઞે વ્યજીજ્ઞપન્ ॥

અર્થ :— તેઓએ (શાકુનિકોએ) દુર્ગાને જોઇને માથા ઉપર કાષ્ઠના ભારાવાળી (દુર્ગ) દ્રારિદ્રની આ સ્ત્રીથી ઉત્પન્ન થનારા ભાવી પુત્ર તમારી રાજગાદીએ (આવશે) (એમ) રાજાને જણાવ્યું.

મૂલ : રાજ્ઞા દિષ્ટા સગર્ભૈવ સા હન્તું તન્નરૈર્નિશિ ।
ગર્તે ક્ષિપ્તા કાયચિન્તા વ્યાજાત્તસ્માદ્ બહિર્નિરૈત્ ॥૫॥

અન્વય : રાજ્ઞા સગર્ભૈવ સા હન્તું આદિષ્ટા તન્નરૈઃ
નિશગર્ત્તે ક્ષિપ્તા કાયચિન્તા વ્યાજાત્ તસ્માદ્ બહિઃ નિરૈત્ ॥

અર્થ :— રાજા વડે ગર્ભની સાથે જ તેણીને મારવાનો આદેશ કરાયો; તેના માણસોએ (મારાઓએ) રાત્રે તેણીને (ગર્ત્તામાં) ખાડામાં નાખી; કાયચિન્તાના ( સ્થંડિલ ) બ્હાનાથી તે (ખાડામાંથી) બહાર નીકળી.

મૂલ : સાઽસૂત સૂનું ભયાર્ત્તા દ્રાક્ ચ ઝાટાન્તરેઽમુચત્ ।
ગર્ત્તં ચાનીય તદ્ભૃત્તાનભિજ્ઞૈસ્તૈરઘાતિ સા ॥૬॥

અન્વય : ભયાર્ત્તા સા સૂનું અસૂત દ્રાક્ ચ ઝાટાન્તરે અમુચત્ ।
ગર્ત્તં ચ આનીય તદ્વૃત્તાનભિજ્ઞૈઃ તૈઃ સા અઘાતિ ॥

અર્થ : ભયથી દુઃખી થયેલી તેણીએ પુત્રને જન્મ આપ્યો અને જલ્દીથી (તે પુત્રને) ઝાડીની અંદર મુકી દીધો અને ખાડામાંથી તેણીને લાવી (તે પુત્રને જન્મના) તે વૃત્તાન્તને નહિ જાણતા તે (મારાઓએ) તેણીને મારી નાખી.

મૂલ : પુણ્યેરિતાર્ભં સ્તન્યં ચાપીપત્સન્ધ્યાદ્વયે મૃગી ।
પ્રવૃદ્ધ ટંકિષ્ટ ટંકશાલામહાલક્ષ્મ્યાઃ પુરેઽન્યદા ॥૭॥

અન્વય : સન્ધ્યાદ્વયે ચ મૃગી પુણ્યેરિતાર્ભં સ્તન્યં અપીપત્ ।
અન્યદા અસ્મિન્ મહાલક્ષ્મ્યાઃ પુરઃ ટંકશાલા પ્રવૃદ્ધ ॥

અને બન્ને સન્ધ્યા સમયે મૃગલી પુણ્યે પ્રેરાયેલી એકલા (ખાલી) બાળકને દુધ પીવરાવતી, એક વખત આ મહાલક્ષ્મી પુરમાં ટંકશાળાનાં મોટા થયો.

મૂલ : મૃગ્યાઃ ચતુર્ણાં પાદાનામધો નૂતનનાણુકમ્ ।
જાતં શ્રુત્વા શિશુરૂપં લોકે વાર્તા વ્યજૃમ્ભત ॥૮॥
(વ્યજૃમ્ભતે) પાઠાન્તર

અન્વય : મૃગ્યાઃ ચતુર્ણાં પાદાનાં અધઃ નૂતનનાણુકમ્ ।
જાતં શ્રુત્વા લોકે શિશુરૂપં વાર્તા વ્યજૃમ્ભત ॥

અર્થ :— મૃગલીના ચાર પગોની નીચે નવો બાળક થયો સાંભળી લોકમાં બાળકની વાતો ફેલાઈ.

મૂલ : નવ્યો નૃપોઽભૂત્કોઽપીતિ શ્રુત્વા પ્રૈદ્ધ મહાન્નૃપઃ ।
તદ્ધાયાથ તં દ્રષ્ટવા સાર્થં તે પુરગોપુરે ॥૯॥

અન્વય : કો અપિ નવ્યઃ નૃપઃ અભૂત્ ઇતિ શ્રુત્વા અથ નૃપઃ મહાન્
તદ્ધાય અયીત પુરગોપુરે સાર્થં તે તં દ્રષ્ટવા ।

અર્થ : કોઇ પણ નવો રાજા થયો છે એમ સાંભળી હવે રાજાએ સૈનિકોને તેના વધ માટે મોકલ્યા. નગરના ગોપુરમાં સાંજે તે (ભટોએ) તેને જોઇને.—

મૂલ : બાલહત્યાભિયાઽમુઙ્ચન્ ગોયૂથસ્યાયતઃ પથિ ।
તત્તથૈવ સ્થિતં ભાગ્યાદેક સ્તૂક્ષા પુરોઽભવત્ ॥૧૦॥

અન્વય : (તે) બાલહત્યા ભિયા ગોયૂથસ્ય આયતઃ પથિ અમુઙ્ચન્ ।
ભાગ્યાદ્ તત્તથૈવ સ્થિતં એકઃ તુ ઉક્ષા પુરઃ અભવત્ ॥

અર્થ:— બાલહત્યાના ભયથી ગાયોના સમુહના મોટા માર્ગમાં મુક્યો (પોતાના) ભાગ્યથી તે તેવી રીતે જ રહેલો હતો (અને) એક બળદ આગળ થયો.

મૂલ : તત્પ્રેર્ય સ ચતુષ્પાદાન્તરાલે તં શિશું ન્યધાત્ ।
તચ્છ્રુત્વા મન્ત્રિબોધાત્તં રાજાઽમંસ્તૌરસં મુદા ॥૧૧॥

અન્વય : સ તત્પ્રેર્ય ચતુષ્પાદાન્તરાલે તં શિશું ન્યધાત્ ।
તત્શ્રુત્વા મન્ત્રિબોધાત્ રાજા મુદા તં ઔરસં અમંસ્ત ॥

અર્થ :— તે બળદે (તેના ભાગ્યથી) પ્રેરાઇને પોતાના ચાર પગની વચ્ચે તે બાળકને રાખ્યો. તે સાંભળીને મંત્રિના સમજાવવાથી રાજાએ આનંદ પૂર્વક તેને પુત્ર તરીકે માન્યો.

મૂલ : શ્રી પુઙ્જાખ્યઃ ક્રમાત્સોઽભૂત્ ભૂપસ્તસ્યાઽભવત્ સુતા ।
શ્રીમાતા રુપસંપન્ના કેવલં પ્લવગાનના ॥૧૨॥

અન્વય : ક્રમાત્ સઃ શ્રી પુઙ્જાખ્યઃ ભૂપઃ અભૂત્ તસ્યાઃ ।
કેવલં પ્લવગાનના રૂપસંપન્ના શ્રીમાતા સુતા અભવત્ ॥

અર્થ :— ક્રમે કરીને તે શ્રી પુંજ નામના રાજા થયા. તેને કેવલ વાનરના મુખવાળી, એવી રૂપ સંપન્ના શ્રી માતા નામની પુત્રી થઈ.

મૂલ : તદ્વૈરાગ્યાન્નિર્વિપયા જાતુ જાતિસ્મરા પિતુઃ ।
ન્યવેદયત્ આગ્મવં સ્વં યદાઽઽસં વાનરી પુરા ॥૧૩॥

અન્વય : તદ્વૈરાગ્યાત્ જાતુ નિર્વિપયા જાતિસ્મરા પિતુઃ ।
યદ્ પુરા વાનરી આસં સ્વં આગ્મવં પિતુઃ ન્યવેદયત્ ॥

અર્થ :— તેથી વૈરાગ્ય પામેલી ખરેખર નિર્વિષયી જાતિસ્મરણ જ્ઞાનવાળી જે હું પૂર્વે વાનરી હતી (એમ) પોતાનો પૂર્વ ભવ પોતાના પિતાને જણાવ્યો.

મૂલ : સઙ્ચરન્ત્યર્બુદં શાખિ શાખાં તાલુનિ કેનચિત્
વિદ્ધા મૃત્યથ રૂણ્ડં મે કુણ્ડેઽપતત્તરો રધઃ ॥૧૪॥

અન્વય : અર્બુદં શાખિ શાખાં સઙ્ચરન્તી કેનચિત્ તાલુનિ૧
વિદ્ધા અથ મૃતી મે રૂણ્ડં તરો : અધઃ કુણ્ડે અપતત્
"મૃતક રૂણ્ડ કબન્ધૌ ત્વપશ્રીપં ક્રિયાયુજિ"
"શ્રી અભિધાન" ૫૬૫

અર્થ :— અર્બુદ પર્વતના વૃક્ષની શાખાઓ ઉપર ફરતી કોઈનાથી તાળવે વિંધાયેલી હવે.......... મારૂ (રૂણ્ડ) નાચતું ધડ વૃક્ષની નીચે કુણ્ડમાં પડ્યું.

મૂલ : તસ્ય કામિન તીર્થસ્ય માહાત્મ્યાન્ નૃતનુઃ મંમ ।
ધૈવાસ્તે મસ્તકં તુ તત્થાપ્યતઃ કપિમુખ્યમ્ ।

અન્વયઃ- તસ્ય કામિનતીર્થસ્ય માહાત્મ્યાત્ મમ નૃતનુઃ ।
અદ્યાપિ મસ્તકં તુ તથૈવા આસ્તે અતઃ કપિ મુખી અહમ્

અર્થ : તે ઇચ્છિત પુરક તીર્થના મહાત્મ્યથી મારૂં મનુષ્ય શરીર છે. અને આજે પણ મસ્તક તો તેવું જ છે. માટે હું વાનર મુખવાળી છું.

મૂલ : શ્રી પુઞ્જોઽક્ષેપયચ્છીર્ષં કુણ્ડે પ્રેષ્ય નિજાન્નરાન્ ।
તતઃ સા નૃમુખી જજ્ઞેઽતપસ્યચ્ચાર્બુદે ગિરૌ ॥૧૬॥

અન્વય : શ્રી પુઞ્જઃ નિજાન્ નરાન્ પ્રેષ્ય કુણ્ડે શીર્ષં અક્ષેપયત્ ।
તતઃ સા નૃમુખી જજ્ઞે અર્બુદે ગિરૌ ચ અતપસ્યત્ ॥

અર્થ : શ્રી પુંજ રાજાએ પોતાના માણસોને મોકલી કુંડમાં મસ્તક નંખાવ્યું ત્યાર પછી તે મનુષ્ય મુખવાળી થઈ અને આબુ પર્વત ઉપર તેણીએ તપસ્યા કરી.

મૂલ : વ્યોમગામ્યન્યદા યોગી દૃષ્ટ્વા તાં રૂપમોહિતઃ ।
ખાદુત્તીર્યાલપત્ પ્રેમ્ણા–માં કથં વૃણુષે શુભેઃ ?॥૧૭॥
(માં વૃણીષે કથં શુભે) પાઠાન્તર

અન્વય : અન્યદા તાં દૃષ્ટ્વા રૂપમોહિતઃ વ્યોમગામી યોગી ।
ખાદ્ ઉત્તીર્ય પ્રેમ્ણા અલપત્ શુભે કથં માં વૃણુષે ॥

અર્થ : એક વખત તેને જોઇને રૂપથી મોહ પામેલ આકાશગામી યોગી આકાશથી ઉતરીને પ્રેમથી બોલ્યો. હે શુભે કેમ મને પરણે છે.

મૂલ : સોચેઽત્યગાદાદ્ય યામો રાત્રેસ્તાવદતઃ પરમ્ ।
તામ્રચૂડરુતાદર્વાક્ કયાચિદ્વિદ્યયા યદિ ॥૧૮॥

અન્વય : સા ઊચે અતઃ પરમ્ કયાચિત્ વિદ્યયા યદિઃ
તામ્રચૂડરુતાત્ અર્વાક્ રાત્રેઃ આદ્યયામઃ અત્યગાદ્ તાવત્

અર્થ : આ પર્વતના નીચેના ભાગમાં અર્બુદ નામનો સર્પ છ મહિનાના અન્તે ચાલે છે. તેથી (આદ્રિ) પર્વતનો કમ્પ થવાથી તે પર્વતના ગર્વે પ્રાસાદો શિખર વિનાના છે.

લૌકિકાસ્ત્વાહુઃ– લૌકિકો આ પ્રમાણે કહે છે.

મૂલ : નન્દિવર્દ્ધન ઈત્યાસીત્ પ્રાક્ શૈલોઽયં હિમાદ્રિજઃ ।
કાલેનાર્બુદનાગાધિષ્ઠાનાત્ત્વર્બુદ ઈત્યભૂત ॥૨૫॥

અન્વય : પ્રાક્ અયં શૈલ. હિમાદ્રિજઃ નન્દિવર્દ્ધન ઇતિ આસીત્ ।
કાલેન અર્બુદ નાગાધિષ્ઠાનાત્ તુ અર્બુદ ઇતિ અભૂત્ ।

અર્થ : પહેલાં આ પર્વત કૈલાસ પર્વતનો પુત્ર નંદિવર્દ્ધન નામનો હતો કાળે કરીને અર્બુદ સર્પના અધિષ્ઠાનથી અર્બુદ નામે થયો.

મૂલ : વસન્તિ દ્વાદશ ગ્રામા અસ્યોપરિ ધનોદ્ધુરાઃ ।
તપસ્વિનો ગૌગ્ગલિકા રાષ્ટ્રિકાશ્ચ સહસ્રશઃ ॥૨૬॥

પાઠાન્તર (ધનોપતિત)

અન્વય : અસ્ય ઉપરિ ધનોદ્ધુરાઃ દ્વાદશ ગ્રામાઃ ।
ગૌગ્ગલિકા તપસ્વિનઃ સહસ્રશઃ ચ રાષ્ટ્રિકાઃ વસન્તિ

અર્થ : આ પર્વત ઉપર ધનથી ભરપુર બાર ગામો તથા ગોગલિક આદિ તપસ્વીઓ અને હજારો જુદા જુદા દેશના વાસી મનુષ્યો વસે છે.

મૂલ : ન સ વૃક્ષો ન સા વલ્લી ન તત્ પુષ્પં ન તત્ફલમ્
ન સ કન્દો ન સાખાનિર્યા નૈવાત્ર નિરીક્ષ્યતે ॥ ૨૭ ॥

અન્વય : નસઃ વૃક્ષઃ ન સા વલ્લી ન તત્ પુષ્પં ન તત્ફલમ્ ।
ન સ કન્દઃ ન સા ખાનિઃ યા નૈવ અત્ર નિરીક્ષ્યતે

અર્થ : તેવો કોઈ વૃક્ષ નથી તેવી કોઈ વેલડી નથી તેવું કોઈ પુષ્પ નથી તેવું કોઈ ફળ નથી તેવો કોઈ કન્દમૂળ નથી તેવી કોઈ ખાણ નથી જે આબુ તીર્થ ઉપર જોવામાં ન આવતી હોય.

મૂલ : પ્રદીપવન્મહૌષધ્યો જાજ્વલન્ત્યત્ર રાત્રિષુ ।
(વનાનિ પઠિતઃ) પાઠાન્તર
સુરભીણિ રસાલયાનિ વનાનિ દ્વિવિધાન્યપિ ॥ ૨૮ ॥

અન્વય : દ્વિવિધાનિ અપિ સુરભીણિ રસાઢયાનિ
અત્ર રાત્રિષુ વનાનિ મહૌષધ્યઃ પ્રદીપવત્ જાજ્વલન્તિ ।

અર્થ : આ આબુ તીર્થ ઉપર રાત્રે બન્ને પ્રકારના પણ વનો સુંદર રસથી ભરપુર મોટી ઔષધિઓ પ્રદીપની જેમ ઝળકે છે.

મૂલ : સ્વચ્છન્દોચ્છલદચ્છોર્મ્મિઃસ્તીરદ્રુકુસુમાઙ્ચિતા ।
પિપાસુક્લૃપ્તાનન્દાઽત્ર ભાતિ મન્દાકિની ધુની ॥૨૯॥

અન્વય : અત્ર સ્વચ્છન્દોચ્છલદચ્છોર્મ્મિઃ તીરદ્રુકુસુમાઞ્ચિતા
પિપાસુક્લૃપ્તાનન્દા ધુની મન્દાકિની ભાતિ ।

અર્થ : આ આબુ તીર્થ ઉપર સ્વચ્છન્દ રીતે ઉછળતી સ્વચ્છ ઉર્મિવાળી કાંઠા ઉપર વૃક્ષના ફુલોથી પુજાયેલી, (સંપૂર્ણ) કલૃપ્ત આનંદની પિપાસાવાળી ગંગા નદી શોભે છે.

મૂલ : ચકાસત્યસ્ય શિખરાણ્યુત્તુંઙ્ગાનિ સહસ્રશઃ ।
પરિસ્ખલન્તિ સૂર્યસ્ય યેષુ રથ્યા અપિ ક્ષણમ્ ॥૩૦॥

અન્વય . અસ્ય શ્રૃઙ્ગશઃ ઉત્તુંગાનિ શિખરાણિ ચકાસતિ ।
યેષુ સૂર્યસ્ય અપિ રથ્યા ક્ષણં પરિસ્ખલન્તિ ॥

અર્થ : આ પર્વતના હજારો ઉંચા શિખરો શોભે છે. જેની ઉપર જતાં સૂર્યનો પણ માર્ગ ક્ષણવાર સ્ખલના પામે છે.

મૂલ : ચણ્ડાલી-વજ્રતૈલેભકન્દાદ્યાઃ કન્દજાતયઃ ।
દ્દશ્યન્તેઽત્ર પ્રતિપદં તત્તત્કાર્યં પ્રસાધિકાઃ ॥૩૧॥

અન્વય : અત્ર તત્તત્ કાર્યં પ્રસાધિકઃ ચણ્ડાલી-
વજ્રતૈલેભકન્દાદ્યાઃ કન્દજાતયઃ પ્રતિપદં દ્દશ્યન્તે ।

અર્થ : આ પર્વત ઉપર તે તે કાર્યને સાધનારી ચણ્ડાલિ-(વજ્ર-થોર)" સ્નુહિઃ વજ્રઃ મહાવૃક્ષ પુ૦ ૪ પાશ્રી અભિધાન શ્લોક ૧૧૪૦") થોર આદિ શ્રેષ્ઠ કન્દમૂળની અનેક જાતિઓ ડગલે ને પગલે દેખાય છે.

મૂલ : પ્રદેશા પેશલાઃ કુણ્ડૈસ્તત્તદાશ્ચર્યં કારિભિઃ ।
અસ્ય ધાતુખનીભિશ્ચ, નિર્ઝરૈશ્ચામૃતોદકૈઃ ॥૩૨॥

અન્વય : નિર્ઝરૈઃ અમૃતોદકૈઃ ચ કુણ્ડૈઃ તત્તદાશ્ચર્યં ।
કારિભિઃ ચ ધાતુખનીભિઃ અસ્ય પ્રદેશાઃ પેશલાઃ (સન્તિ)

અર્થ : આ તીર્થના નિર્ઝરણાઓથી અને અમૃત સમાન પાણીના કુણ્ડોથી અને તે તે આશ્ચર્યકારક ધાતુઓની ખાણોથી આ તીર્થના પ્રદેશો સુંદર છે.

મૂલ : કોઽપ્યને કનેઽચોમ્ચિર્ડાક કોકચિત કરણ્ડત ।

અન્વય : અત્ર કોકૂયત કુણ્ડત: ઉચ્ચૈ: દ્રાક્ કોકૂયતે કૃતે ।
ખલહલારવમ્ કુર્વન્ વા: પૂર: પ્રાદુર્ભવતિ ॥

અર્થ : આ પર્વત ઉપર કોયલ જેવા અવાજ કરતા કુણ્ડોથી ઉંચેથી ઝડપથી કોયલ માટેજ ખલહલારવને (કલકલારવને) કરતા, પાણીની વૃદ્ધિ ઉત્પન્ન થાય છે.

મૂલ : શ્રીમાતા-ડચલેશ્વરશ્ચ વશિષ્ઠાશ્રમ એવ ચ :
અત્રામી લૌકિકાસ્તીર્થા મન્દાકિન્યાદયોડપિ ચ ॥ ૩૪ ॥

અન્વય : અત્ર શ્રીમાતા અચલેશ્વર : ચ વશિષ્ઠાશ્રમ: એવ ચ મન્દાકિન્યાદય: અપિ ચ અમી લૌકિકા: તીર્થા: સન્તિ

અર્થ : આ પર્વત ઉપર શ્રીમાતા, અને અચલેશ્વર અને વશિષ્ઠાશ્રમ અને ગંગા આ લૌકિક તીર્થો પણ છે.

મૂલ : સહાદ્રેરસ્ય નેતાર: પરમારનરેશ્વરા: ।
પુરી ચન્દ્રાવતી તેષાં રાજધાની નિધિ: શ્રિયામ્ ॥૩૫॥

અન્વય : અસ્ય મહાદ્રે: પરમારનરેશ્વરા: નેતાર: (સન્તિ)
તેષાં રાજધાની શ્રિયાં: નિધિ ચન્દ્રાવતી પુરી (અસ્તિ)

અર્થ : આ મહાપર્વતના પરમારનરેશ્વર રાજાઓ છે તેમની રાજધાની લક્ષ્મીની નિધિ સમાન ચન્દ્રાવતી નામની નગરી છે.

મૂલ : કલયન્ વિમલાં બુદ્ધિં વિમલો દણ્ડનાયક: ।
ચૈત્યમત્રર્ષભસ્યાધાત્ પૈત્તલપ્રતિમાન્વિતમ્ ॥ ૩૬ ॥

અન્વય : વિમલાં બુદ્ધિ કલયન્ વિમલ: દણ્ડનાયક: ।
અત્ર પૈત્તલ પ્રતિમાન્વિતમ્ ઋષભસ્ય ચૈત્યમ્ અધાત્ ॥

અર્થ : વિમલ બુદ્ધિને ધારણ કરનાર વિમલ દણ્ડનાયકે આ આબુ તીર્થ ઉપર પીત્તળની પ્રતિમાથી યુક્ત ઋષભસ્વામિનો બનાવ્યો.

(જિનપ્રાસાદ)

મૂલ : આરાધ્યામ્બાં ભગવતીં પુત્રસંપદપસ્પૃહ: ।
તીર્થસ્થાપનમભ્યર્થ્ય ચમ્પકદ્રુમ સંનિધૌ ॥ ૩૭ ॥

મૂલ : પુષ્પ સ્રગ્દામરુચિરં દષ્ટ્વા ગોમયગોમુખમ્ ।
તત્રાગ્રહીદ્ ભુવં દણ્ડેતૂ શ્રીમાતુર્ભવનાન્તિકે ॥ ૩૮ ॥
(સુગમમ્)

અન્વય : પુત્ર સંપદપસ્પૃહ: દણ્ડેટ ચમ્પકદ્રુમ સંનિધૌ
તીર્થ સ્થાપનમ્ અભ્યર્થ્ય ભગવતીં અમ્બાં આરાધ્ય
શ્રીમાતુ ભવનાન્તિકે ગોમયગોમુખમ્ ભુવં દષ્ટ્વા
તત્ર પુષ્પસ્રગ્દામરુચિરં અગ્રહીત્ ।

પુત્ર સંપત્તિની વારંવાર ઇચ્છાવાળા દણ્ડનાયકે ભગવતી અમ્બાની આરાધના કરીને અને ચમ્પક વૃક્ષની પાસે તીર્થની સ્થાપનાની પ્રાર્થના કરીને શ્રીમાતાના ભવન પાસે છાણયુક્ત ગાયના મુખવાળી પૃથ્વીને જોઈને ત્યાં શ્રેષ્ઠ પુષ્પની માળા લીધી.

મૂલ : રાજાનક શ્રીધાન્ધૂકે ક્રુદ્ધં શ્રીગૂર્જરેશ્વરમ્ ।
પ્રસાદ્ય ભક્ત્યા તં ચિત્રકૂટાદાનાય્ય તદ્ગિરા ॥ ૩૯ ॥

અન્વય : તદ્ગિરા ક્રુદ્ધં શ્રી ગૂર્જરેશ્વમ્ ચિત્રકુટાદ્
આનાય્ય રાજાનક શ્રી ધાન્ધૂકે તં ભક્ત્યા પ્રસાદ્ય ।

અર્થ : તેની (અંબિકા દેવીની) વાણીથી ક્રોધ પામેલા શ્રી ગુર્જરેશ્વરને ચિત્રકૂટથી લાવીને રાજાનક શ્રી ધંધૂકાનગરે તેને ભક્તિથી ખુશ કરીને

મૂલ : વૈક્રમે વસુવસ્વાશા (૧૦૮૮) મિતેઽબ્દે ભૂરિરૈવ્યયાત્ ।
સત્પ્રાસાદં સ વિમલવસત્યાહ્વં વ્યધાપયત્ ॥ ૪૦ ॥

અન્વય : સ વૈક્રમે વસુવસ્વાશા (૧૦૮૮) મિતે અબ્દે
ભૂરિરૈવ્યયાત્ વિમલવસત્યાએવં સત્પ્રાસાદં વ્યધાપયત્

અર્થ : તે વિમલ (વાહન) રાજાએ વિક્રમ સંવત્ (વસુ વસુ આશા
૮ ૮ ૧૦
ઉલટક્રમે) ૧૦૮૮ ની સાલમાં ઘણા ધનના વ્યયથી વિમલવસતિ નામનો શ્રેષ્ઠ પ્રાસાદ બનાવરાવ્યો.

મૂલ : યાત્રોપનમ્રસંઘસ્યાનિઘ્નવિઘ્નવિઘાતનમ્ ।
કુરુતેઽત્રામ્બિકા દેવી પૂજિતા બહુભિર્વિધૈઃ ॥ ૪૧ ॥

અન્વય : અત્ર પૂજિતા અમ્બિકા દેવી યાત્રોપનમ્રસંઘસ્ય બહુભિઃ
વિધૈઃ અનિઘ્નવિઘ્નવિઘાતનમ્ કુરુતે ॥

અર્થ : આ તીર્થ ઉપર પૂજાયેલા અમ્બિકા દેવી યાત્રામાં નમ્ર બનેલા શ્રી સંઘના બહુ પ્રકારોથી સર્વ વિઘ્નોના નાશને કરે છે.

મૂલ : યુગાદિદેવચૈત્યસ્ય પુરસ્તાદત્ર ચાશ્મનઃ ।
એકરાત્રેણ ઘટિતઃ શિલ્પિના તુરગોત્તમઃ ॥૪૨॥

અન્વય : અત્ર શિલ્પિના યુગાદિદેવ ચૈત્યસ્ય પુરસ્તાદ્ ।
અશ્મનઃ એકરાત્રેણ ચ તુરગોત્તમઃ ઘટિતઃ ॥

અર્થ : આ તીર્થ ઉપર (કુશળ) શિલ્પિએ યુગાદિ દેવ શ્રી આદિનાથસ્વામિના ચૈત્યની સામે (આરસના) પથ્થરમાંથી એકજ રાત્રિમાં શ્રેષ્ઠ ઘોડો બનાવ્યો.

મૂલ : વૈક્રમે વસુવસ્વર્ક (૧૨૮૮) મિતેઽબ્દે નેમિમન્દિરમ્ ।
નિર્મમે લૂણિગવસત્યાહ્વયં સચિવેન્દુના ॥૪૩॥

અન્વય : સચિવેન્દુના વૈક્રમે વસુવસ્વર્ક (૧૨૮૮) મિતે અબ્દે
લૂણિગવસત્યાહ્વયં નાભિમન્દિરમ્ નિર્મમે

અર્થ : પ્રધાનોમાં ચન્દ્ર સમાન વસ્તુપાલ તેજપાલે વિક્રમ સંવત્ (વસુ વસુ અર્ક) (ઉલટક્રમે) ૧૨૮૮ ની સાલમાં
૮ ૮ ૧૨
"લુણિગ વસતિ નામનું શ્રી નેમિનાથ સ્વામિનું જિનમંદિર બનાવ્યું.

મૂલ : કષોપલમયં બિમ્બં શ્રી તેજ:પાલમન્ત્રિરાટ્ ।
તત્ર ન્યાસ્થાત્ સ્તમ્ભતીર્થે નિષ્પન્નં દૃક્સુધાઞ્જનમ્ ॥૪૪॥

અન્વય : તત્ર શ્રી તેજ:પાલમન્ત્રિરાટ્ સ્તમ્ભતીર્થે નિષ્પન્નં
દૃક્સુધાઞ્જનમ્ કષોપલમયં બિમ્બં ન્યાસ્થાત્ ॥

અર્થ ; આ આબુ તીર્થ ઉપર શ્રી તેજપાલ મન્ત્રીશ્વરે ખંભાત તીર્થે બનાવેલી આંખને અમૃતના અંજન સમાન (કસોપલમય) કસોટીમય પ્રતિમા બિરાજમાન કરી.

મૂલ : મૂર્ત્તિ: સ્વપૂર્વવંશ્યાનાં હસ્તિશાલાં ચ તત્ર સ. ।
સ્થવીવિશદ્વિશાંપત્યુ શ્રી સોમસ્ય નિદેશત ॥૪૫॥

અત્વય : સ તત્ર સ્વ પૂર્વ વંશ્યાનાં મૂર્ત્તિ હસ્તિશાલાં ચ ।
વિશાંપત્યુ. શ્રી સોમસ્ય નિદેશત: સ્થવીવિશદ્ ।

અર્થ : તીર્થ ઉપર શ્રી તેજપાલ મન્ત્રીશ્વરે પોતાના પૂર્વ વંશ્યોની મૂર્ત્તિઓ અને હસ્તિશાલાને (કારીગરોના નાયક) શ્રી સોમના નિર્દેશથી બેસાડી.

મૂલ : અહો શોભનદેવસ્યં સૂત્રધારશિરોમણેઃ ।
તચ્ચૈત્યરચનાશિલ્પાન્નામ લેભે યથાર્થતામ્ ॥૪૬॥

અન્વય : અહો શોભન દેવસ્ય સૂત્રધાર શિરોમણેઃ ।
તચ્ચૈત્યરચનાશિલ્પાત્ યથાર્થતામ્ નામ લેભે ॥

અર્થ : અહો શોભનદેવ સૂત્રધાર શિરોમણિના તે (ભવ્ય) ચૈત્યરચનાના શિલ્પથી યથાર્થ નામને પામ્યા.

મૂલ : વજ્રાત્ત્રાતઃ સમુદ્રેણ મૈનાકોઽસ્યાનુજો ગિરેઃ ।
સમુદ્રૌ ત્રાતૌ ત્વનેન દણ્ડેન્મન્ત્રીશ્વરૌ ભવાત્ ॥૪૭॥

અન્વય : અસ્ય ગિરેઃ અનુજઃ મૈનાકઃ સમુદ્રેણ વજ્રાત્ ત્રાતઃ
અનેન તુ સમુદ્રૌ ત્રાતૌ મન્ત્રીશ્વરૌ ભવાત્ દણ્ડેત્ ॥

અર્થ : આ આબુ તીર્થના નાના ભાઈ (હિમાલયના પુત્ર) અષ્ટાપદ સમુદ્રવડેં વજ્રથી રક્ષણ કરાયા, અને આ તીર્થથી તો સમુદ્રથી-રક્ષણ કરાયેલા બન્ને મન્ત્રીશ્વરો ભવથી દણ્ડને યોગ્ય છે.

મૂલ : તીર્થદ્વયેઽપિ ભગ્નેઽસ્મિન્ દૈવાન્મ્લેચ્છૈઃ પ્રચક્રતુઃ ।
અસ્યોદ્ધારં દ્વૌ શકાબ્દે વહ્નિવેદાર્કે સંમિતે (૧૨૪૩)૪૮

અન્વય : મ્લેચ્છૈઃ અસ્મિન્ તીર્થદ્વયે ભગ્ને અપિ ।
દૈવાત્ દ્વૌ શકાબ્દે વહ્નિવેદાર્કે સંમિતે (૧૨૪૩)
અસ્યોદ્ધારમ્ પ્રચક્રતુઃ

અર્થ : મ્લેચ્છોઃ વડે આ બન્ને તીર્થો ભગ્ન થવા છતાં પણ ભાગ્યથી (વહ્નિ વેદ અર્ક) ઉલટ ક્રમથી ૧૨૪૩ ની સાલમાં ૩આ
૩ ૪ ૧૨
આબુ તીર્થનો ઉદ્ધાર કરાવ્યો.

મૂલ : તત્રાદ્યતીર્થસ્યોદ્ધર્તા લલ્લો મહણ સિંહભૂ : ।
પીથડ સ્તિત્વતરસ્યાભૂદ્વ્યવહૃચ્ચાડસિંહજઃ ॥૪૯॥

અન્વય : તત્ર આદ્ય તીર્થસ્ય ઉદ્ધર્તા ૨ લલ્લો મહણ ૧સિંહભૂઃ ।
૨પીથડઃ ૩તુ ૧વ્યવહૃચ્ચાડસિંહજઃ ઇતરસ્યા અભૂત્ ॥

અર્થ : આ આબુ પર્વત ઉપર આદ્ય તીર્થનો (વિમલ વસહીનો) ઉદ્ધાર કરનાર મહણ સિંહના પુત્ર લલ્લ થયા અને વ્યવહારી ચાડસિંહના પુત્ર પીથડ બીજા તીર્થના (લૂણિગવસહી) ઉદ્ધાર કરનારા થયા.

મૂલ : કુમારપાલ ભૂપાલશ્ચૌલુક્યકુલચંદ્રમાઃ ।
શ્રી વીરચૈત્યમસ્યોચ્ચૈ શિખરે નિરમીપત્ ॥૫૦॥

અન્વય : ચૌલુક્યકુલચન્દ્રમાઃ કુમારપાલભૂપાલઃ ।
અસ્ય શિખરે ઉચ્ચૈઃ શ્રી વીરચૈત્યમ્ નિરમીપત્ ॥

અર્થ : ચૌલુક્યવંશચન્દ્રમા સમાન (શ્રી અઢાર દેશમાં અજોડ અમારિ જીવદયાના પ્રતિપાલક) શ્રી કુમારપાલ મહારાજાએ આ તીર્થના શિખર ઉપર ઉંચું શ્રી ચરમ તીર્થપતિ શ્રી મહાવીર-સ્વામીનું ચૈત્ય બનાવરાવ્યું.

મૂલ : તત્તત્કૌતુકલા કીર્ણં તત્તદૌષધિબન્ધુરમ્ ।
ધન્યા પશ્યન્ત્યર્બુદાદ્રિં નૈકતીર્થપવિત્રિતમ્ ॥૫૧॥

અન્વય : ધન્યાઃ તત્તત્કૌતુકલાકીર્ણં, તત્તદૌષધિબન્ધુરમ્ ।
(નૈક)નૈકતીર્થ પવિત્રિતમ્ અર્બુદાદ્રિં પશ્યન્તિ ॥

અર્થ : ધન્ય પુરૂષો જ તે તે કૌતુકલથી ભરપુર અને તે તે

ઔષધિઓથી સુંદર એક જ તીર્થ જ પવિત્રિત અર્બુદ નામના પર્વતને જુએ છે.

"વલ્ગુકાન્તમભિરામ બન્ધુરે" અભિધાન ચિંતામણિ શ્લોક (૧૪૪૪)

મૂલ : દબ્ધઃ શ્રોત સુધાકલ્પઃ, શ્રી જિનપ્રભસૂરિભિઃ ।
શ્રીમદ્બુર્દકલ્પોઽયં ચતુરૈઃ પરિચીયતામ્ ॥૫૨॥

અન્વય : અયં શ્રોત્રસુધાકલ્પઃ શ્રીમદર્બુદકલ્પઃ ।
શ્રી જિનપ્રભસૂરિભિઃ દબ્ધઃ ચતુરૈઃ પરિચીયતામ્ ॥

અર્થ : આ કર્ણને અમૃત તુલ્ય શ્રીમાન આબુ તીર્થનો કલ્પ શ્રી જિનપ્રભસૂરીશ્વરજી વડે (ગુંથાયો છે.) રચાયો છે. વિદ્વાનો વડે શુદ્ધ થાઓ (એકઠું થાઓ)

શ્રી અર્બુદ કલ્પઃ સમાપ્તઃ ॥ "શ્રી અર્બુદાચલસ્ય કલ્પઃ ॥
(પાઠાન્તર)
શ્રી અર્બુદ તીર્થનો કલ્પ સમાપ્ત થયો.

"ગ્રન્થાગ્રં ૫૨ અક્ષર ૧૬"

---

શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞા વિરુધ્ધ લખાયું હોય તો મિચ્છામિ દુક્કડં–શ્રી શ્રમણોપાસક ચતુર્વિધ સંઘ સેવક શાહ જેઠાલાલ ભારમલ મલાડ પૂર્વ. **વેલાણી એસ્ટેટ**
વીર સંવત ૨૫૦૧ સંવત ૨૦૩૧
ચૈત્ર સુદ–૧૩–૧૪ ગુરૂવાર તા. ૨૪–૪–૭૫

શાસન ઉપકારી શ્રી મહાવીરસ્વામિ જન્મ કલ્યાણક દિને અર્થ પૂર્ણ કર્યો.

ॐ ह्रीँ अर्हँ नमः

# શ્રી જયતિહુઅણ સ્તોત્ર અર્થ સહિત :-

આ સ્તોત્રના પ્રારંભમાં સ્તોત્રના કર્તા નવઅંગી ટીકાકાર શ્રી અભયદેવ સૂરીશ્વરજી મહારાજા છ સંબોધને કરીને પુરીસાદાણી પાર્શ્વનાથ ભગવાનની વિનંતિ પૂર્વક સ્તુતિ કરે છે.

જય તિહુઅણવરકપ્પરૂક્ખ જય જિણ ધન્નંતરિ,
જય તિહુઅણકલ્લાણ કોસ, દુરિઅક્કરિકેસરિ, ।
તિહુઅણ જણ અવિલંઘિઆણ, ભુવણત્તય સામિઅ,
કુણસુ સુહાઈ જિણેસ, પાસ થંભણય પુરટ્ઠિઅ, ॥૧॥

ત્રણ ભુવનને વિષે રહેલા સર્વ પ્રાણીઓને મનવાંછિત ફળને આપનારા શ્રેષ્ઠ કલ્પવૃક્ષ સમાન જય પામો. સર્વ સંસારી પ્રાણીઓના દ્રવ્ય રોગ અને ભાવ રોગને નાશ કરનાર ધન્વંતરી વૈદ્ય સમાન આપ જય પામો. ત્રણ ભુવનને વિષે રહેલા સર્વ પ્રકારના કલ્યાણના ખજાનારૂપ આપ જય પામો. વળી આત્માની જ્ઞાનાદિ લક્ષ્મીનો નાશ કરનાર વિષય-કષાયરૂપી હાથીઓને નસાડવા માટે કેસરીસિંહ સમાન છો. વળી ત્રણે ભુવનના પ્રાણીઓ જેમની આજ્ઞા આનંદપૂર્વક મસ્તકે ચઢાવે છે, વળી જેઓ સમગ્ર ચોત્રીસ અતિશય અને અષ્ટમહા પ્રાતિહાર્યાદિ બાહ્ય લક્ષ્મી અને કેવળ-જ્ઞાનાદિ અનંત અંતરંગ લક્ષ્મીના ઐશ્વર્ય સંપન્ન હોવાથી જેઓ ત્રણ ભુવનના યથાર્થ સ્વામિ છે એવા ખંભાત નગરને વિષે બિરાજમાન શ્રી પાર્શ્વનાથ જિનેશ્વર ભગવાન અમને સર્વ પ્રકારના દ્રવ્ય અને ભાવ સુખનું વરદાન આપો. ૧

તઈ સમરંત લહંતિ ઝત્તિ વર પુત્ત કત્તાઈ
ધણ્ણ સુવણ્ણ હિરણ્ણ પુણ્ણ જણ ભુંજઈ રજ્જઈ ।
પિખ્ખઈ મુખ્ખ અસંખ સુખ્ખ તુહપાસ પસાઈણ
ઈઅ તિહુઅણ વરકપ્પ રૂખ્ખ સુખ્ખઈ કુણ મહુજિણ ॥૨॥

હે જિનેશ્વર દેવ, આપનું ભકિતપૂર્વક સ્મરણ કરનારા ભવ્ય પ્રાણીઓ તત્કાળ શ્રેષ્ઠ પુત્ર, સ્ત્રી આદિને પ્રાપ્ત કરે છે, ધન, સુવર્ણ રૂપું અને અનેક વિલાસોથી ભરપૂર એવા મહાન રાજ્યના ભોકતા થાય છે. વળી આપના સ્મરણના પ્રતાપથી સ્વર્ગના અસંખ્ય સુખ અને મોક્ષના અનંત સુખને પ્રાપ્ત કરે છે, ત્રણ ભુવનને વિષે કલ્પવૃક્ષ સમાન હે પાર્શ્વનાથ ભગવાન આપ મને સર્વ પ્રકારે સુખી કરો. (૨)

જર જજ્જર પરિજુણ્ણ કણ્ણ નટ્ઠુઠ્ઠ કુટ્ઠિણ
ચક્ખુ ખ્ખીણ ખએણ ખુણ્ણ નરસલ્લિય સૂલિણ ।
તુહ જિણ સરણ રસાયણેણ લહુ હુંતિ પુણ્ણણ્ણવ
જય ધન્નંતરિ પાસ મહવિ તુહ રોગહરો ભવ ॥૩॥

હે સ્વામિ, આપનું શરણ ગ્રહણ કરીને આપને જ સ્મરણ કરનારાઓ મહા દુ:ખી દીન પ્રાણીઓ જેઓ દુષ્ટ તાપે કરીને જીર્ણ થયેલા છે, વળી ગલત કોઢ રોગે જેમના કાન સડી ગયા છે, હોઠ નાશ પામ્યા છે, નેત્રો ક્ષીણ થઈ નષ્ટ થયાં છે, ક્ષય રોગે કરીને અત્યંત દુર્બલ થયા છે, મહાન શૂલ રોગ વડે અત્યંત પીડાને પામે છે એવા પૂર્વોકત દુષ્ટ કર્માધિન, રોગીષ્ટ પ્રાણીઓ પણ હે જિનેશ્વર ભગવંત ! તમારા નામના સ્મરણ રસાયણવડે તે પૂર્વોકત તમામ રોગોથી મુકત થઇને નવિન તંદુરસ્તીને પામી મહા આરોગ્યવાન સૌભાગી અને સુંદર સ્વરૂપ-વાન બને છે. હે સર્વોપરિ ધન્વંતરિ વૈદ્ય સમાન હે પાર્શ્વનાથ ભગવાન આપ મારા સર્વે પ્રકારના દ્રવ્ય રોગ અને ભાવ રોગરૂપી સંસારનો નાશ કરો. (૩)

વિજ્જા જોઈસ મંત તંત સિદ્ધિઉ અપયત્તિણ,
ભુવણબ્ભુઉ અટ્ઠવિહ સિધ્ધિ સિજ્ઝહિ તુહ નામિણ ।
તુહ નામિણ અપવિત્તિઓવિ જણ હોઈ પવિત્તઉ
તં તિહુઅણ કલ્લાણ કોસ તુહ પાસ નિરૂત્તઉ ॥ (૪)

હે સ્વામિ અત્યંત ભક્તિપૂર્વક એકાગ્ર ચિત્ત શુદ્ધ ઉપયોગથી આપના નામનું સ્મરણ કરનાર પ્રાણીને સર્વ પ્રકારની વિદ્યા, જ્યોતિષ વિદ્યા, મંત્ર, તંત્રની અપ્રયાસે સહેજ વારમાં પ્રાપ્તિ થાય છે. વળી જગતને વિષે આશ્ચર્યકારી અણિમાદિ આઠ મહા સિધ્ધિઓ આપના નામના સ્મરણથી પ્રાપ્ત થાય છે, આપના નામના સ્મરણથી અપવિત્ર જન પવિત્ર બને છે, ત્રણ ભુવનને વિષે સર્વ પ્રકારના કલ્યાણના ખજાનારૂપ હે પાર્શ્વનાથ ભગવાન તમો જય પામો. અહીં અણિમાદિ આઠ મહાસિધ્ધિઓનું વિવરણ કરે છે. (૪)

(૧) અણિમાદિઃ— અત્યંત સુક્ષ્મ શરીર કરીને ધરતીના ગમે તેવા છીણા છિદ્રમાં પેસીને ત્યાં જ રહ્યો થકો ચક્રવર્તિની સિધ્ધિના ભોગવટો કરે.

(૨) મહિમાઃ— મેરૂ પર્વત કરતાં પણ અત્યંત મોટું સ્વરૂપ બનાવી શકે.

(૩) લઘિમા :— પવનથી પણ અત્યંત હલકું શરીર બનાવવાની લબ્ધિ.

(૪) ગરિમા :— લોખંડ કરતાં પણ શરીરને અત્યંત ભારી બનાવવાની લબ્ધિ

(૫) પ્રાપ્તિનામા :— પૃથ્વી પર રહ્યા છતાં આંગળી વડે મેરૂ પર્વતના અગ્ર ભાગને સ્પર્શ કરી શકે તેવી લબ્ધિ.

(૬) પ્રાકામ્ય સિદ્ધિ :— જળ અને સ્થળમાં સરખો ચાલે

(૭) ઇશિત્વ સિદ્ધિ :— તિર્થંકર અને ઇંદ્રાદિકની પેઠે ત્રણ જગતની ઠકુરાઈ વિકુર્વે

(૮) વશિત્વ સિધ્ધિ :— સર્વ પ્રાણીઓને ક્ષણ માત્રમાં વશ કરે એવી લબ્ધિ.

ખુદ્દ પઉત્તઈ મંત તંત જંતાઈ વિસુત્તઈ
ચર થિર ગરલ ગહુગ્ગ ખગ્ગ, રિઉ વગ્ગુ વિગંજઈ ।
દુત્થિય સત્થ અણત્થ ઘત્થ, નિચ્છારઈ દયકરિ
દુરિયઈ હરઉ સ પાસ, દેઉ દુરિયક્કરિ કેસરી ॥ (૫)

હે નાથ આપના સ્મરણ કરનાર ભક્તજન ઉપર અપકાર કરવાને માટે ક્ષુદ્ર તુચ્છ પુરુષોએ કરેલાં તથા કરાવેલાં મંત્ર, જંત્ર તંત્રાદિકના સર્વ દુષ્ટ પ્રયોગો નિષ્ફળ થાય છે. આપના નામનું ધ્યાન કરનાર સેવકજનને કોઈપણ પ્રકારનું સ્થાવર કે જંગમ વિષ ચડતું નથી. મંગલ આદિ નવ ગ્રહો અને વિકરાળ તલવાર જેવા ભયંકર શસ્ત્રો ધારણ કરેલાં શત્રુઓનો સમુહ પણ કાંઈ પણ ઉપદ્રવ, પીડા કે પરાભવ કરી શકતા નથી, પણ પોતે જ પોતાના ઉપદ્રવોનો ભોગ થઈ પડે છે. વળી અનર્થ અને કષ્ટથી ઘેરાઈ ગયેલાં દુઃખી પ્રાણીઓના સમુહને દયા કરીને નિસ્તાર કરનાર હે પાર્શ્વનાથ ભગવાન આપ ખરેખરા ભક્તજનોના પાપરૂપી હાથીઓનો નાશ કરવા માટે કેસરિ સિંહ સમાન છો. તો મારી ઉપર દયા કરી મારા પાપોનો નાશ કરો. (૫)

તુહ આણા થંભેઈ ભીમ દપ્પુદ્ધર સુરવર
રખ્ખસ જખ્ખ ફણિંદ વિંદ ચોરાનલ જલહર ।
જલથલ ચારિ રઉદ્દ ખુદ્દ પસુ જોઇણિ જોઈસ
ઈય તિહુઅણ અવિલંઘિઆણ, જય પાસ સુસામિ ય ॥ (૬)

હે પરમાત્મા ! આપની આજ્ઞામાં વર્તનારા ભક્તજનો આપની આજ્ઞાના બળવડે કરીને મહા ગર્વિષ્ટ એવા ભૂત, પ્રેત, વ્યંતર જક્ષ, રાક્ષસ, ફણીધર, મણીધર, નાગેંદ્ર તસ્કર, અગ્નિ, મેઘ, જલચર, સ્થલચર પ્રાણી, રૌદ્ર દર્શનવાળી ભયંકર યોગિનીઓ ક્ષુદ્ર મંત્રોથી સિદ્ધ થયેલા જોગીઓ, ઇત્યાદિ સર્વ દુષ્ટ સર્વ જીવોને કારાગારમાં થંભાવી દે છે; અને બળરહિત કરે છે. એવી હે સ્વામિ, આપની અખંડિત એટલે ત્રણ ભુવનને વિષે કોઇથી પણ ઉલ્લંઘન ન થઈ શકે એવી આજ્ઞા છે. માટે હે ત્રણ ભુવનના સ્વામિ, હે પરમાત્મા, હે પાર્શ્વનાથ ભગવાન તમો જય પામો. (૬)

પઢિય અથ્થ અણુરથ નઠ્ઠ ભત્તિબ્ભર નિબ્ભર
રોમંચંચિય ચારૂ કાય કિન્નર નર સુરવર ।
જસુ સેવહિ કમ કમલ જુયલ પખ્ખાલિય કલિમલુ
સો ભુવણત્તય સામિ પાસ મહ મદ્દઉ રિઉ બલુ ॥ (૭)

હે સ્વામિ આ સંસારના મહાદુઃખમય અનર્થોથી ત્રાસ પામેલા એવા જનો અને માત્ર ધનાદિની પ્રાપ્તિને અર્થે જ પ્રાર્થના કરતા સંસારી સુખના અર્થી જનો તેમજ આપના અનંત ગુણોના બહુમાનના પ્રેમે કરીને પરિપૂર્ણ ભક્તિવાળા ઉલ્લાસીત હૃદય અને અત્યંત પ્રેમના હર્ષોત્કર્ષ વડે જેમની રોમરાજી વિકસ્વર થઈ છે એવા મનોહર શરીરવાળા કિન્નર દેવોમાં શ્રેષ્ઠ દેવો, નરોમાં શ્રેષ્ઠ એવા ચક્રવર્તીઓ અને દેવોમાં શ્રેષ્ઠ એવા દેવેન્દ્રો જેમના ચરણ-કમળનું મહા ભક્તિસહિત સેવન કરીને મનની કલુષિતતા ધોઈ નાખે છે એવા હે ત્રણ ભુવનના સ્વામી પાર્શ્વનાથ ભગવાન આપ મારા સર્વ પ્રકારના બાહ્ય અને અભ્યંતર શત્રુઓનું મર્દન કરો.

આ પ્રમાણે પૂર્વોક્ત છ સંબોધને સ્તુતિ કરી હવે બીજા છ (પ્રકારાંતરે સાત) સંબોધને પરમાત્માની વિશેષ પ્રકારે સ્તુતિ કરે છે.

જય જોઈઆ મણુ કમલ ભસલ ભય પંજર કુંજર
તિહુઅણ જણ આણંદચંદ ભુવણત્તય દિણયર।
જય મઈ મેઈણિ વારિવાહ જય જંતુ પિયામહ
થંભણયટ્ઠિય પાસનાહ નાહત્તણ કુણ મહ ॥ (૮)

હે નાથ આપ જોગી મહાત્માના મનરૂપી ભ્રમરને રહેવાને કમળ સમાન છો, ઈહલોક-પરલોકાદિ સાત પ્રકારના ભયરૂપી પાંજરાને તોડવાને હાથી સમાન છો, સંસારના ત્રિવિધ તાપથી આકુળ-વ્યાકુળ થયેલા પ્રાણીઓને આનંદ અને શાંતિને આપવા ચંદ્ર સમાન છો, ત્રણ ભુવનમાં રહેલા પ્રાણીઓના અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરી કેવળજ્ઞાનરૂપી પ્રકાશને કરનારા સૂર્ય સમાન છો, વળી ઔત્પાતિકી, વૈનયિકી પ્રમુખ ચાર પ્રકારની બુદ્ધિરૂપ પૃથ્વીને વાણીરૂપ મેઘજળથી પ્રફુલ્લિત કરનારા મતિમંત પ્રાણીઓને મેઘ સમાન છો, સંસારમાં રહેલા સર્વે પ્રાણીઓના પિતામહ છો એવા ખંભાત નગરીને વિષે રહેલા પાર્શ્વનાથ ભગવાન આપ જય પામો જય પામો અને મને આપનો સાચો સેવક જાણી મારા નાથ થાઓ અને સર્વ પ્રકારના દુઃખથી મને મુક્ત કરો. (૮)

બહુ વિહુ વન્નુ અવન્નુ સુન્નુ વન્નિઉ છપ્પન્નિહિ
મુખ્ખ ધમ્મુ કામથ્થ કામ, નર નિય નિય સથ્થિહિ।
જંજઝાયહિ બહુ દરિસણથ્થ, બહુ નામ પસિદ્ધઉ
સો જોઇય મણકમળભસલ સહુ પાસ પવદ્ધઉ ॥ (૯)

હે ભગવાન, મોક્ષ ધર્મ કામ તથા અર્થ એ ચાર પ્રકારના પુરૂષાર્થની કામનાને પૂર્ણ કરે એવા, અનેક દર્શનમાં રહેલા એવા, જે પોતપોતાના દર્શનનું પ્રતિપાદન કરનારા એવા શાસ્ત્રોને વિષે પંડિત પુરૂષોએ ઘણા નામે કરીને પ્રસિદ્ધ કરેલા એવા, અને એજ કારણ માટે ઘણા પ્રકારના વર્ણ છે તે જેમના

જગદીશ્વર આજ તમારી મહા શાંત મુદ્રા જોઇને, નેત્રો વિકસ્વર થતાં તેમાંથી જે હર્ષના આંસુની ધારાઓ વરસે છે. તેથી ઘણા કાળનો દુઃખરૂપ અગ્નિ જેમનો શમી જાય છે અને આનંદથી રોમે રોમે વિકસ્વર થયેલા એવા દેવતા, મનુષ્યાદિ સર્વે ભક્તો પોતાના આત્માને પૂજ્ય, ધન્ય, કૃતપુન્ય કૃતાર્થ, ભાગ્યવંત અને પવિત્ર માને છે; તેથી કરીને ત્રણ જગતને આનંદકારી એવા ચંદ્ર સમાન હે પાર્શ્વનાથ ભગવાન તમે જય પામો (૧૧)

તુહ કલ્લાણ મેહસુ ઘંટ, ટંકારવપિલ્લિય
વલ્લિર મલ્લ મહલ્લ ભત્તિ, સુરવર ગંજુલ્લિય ।
હલ્લુ પ્ફલિય પવત્તયંતિ ભુવણેવિ મહુસવ
ઈય તિહુઅણ આણંદ ચંદ જય પાસ સુહુબ્ભવ ॥

હે ભગવાન્ ! આપના કલ્યાણકના ઉત્સવને વિષે સુઘોષા નામે મહોત્સવને જણાવનારી ઘંટાનો શબ્દ સાંભળીને જલ્દીથી ચાલવાથી જેમના પુષ્પ હારો પણ હાલી જાય છે, મોટી ભક્તિ વડે જેમના રોમરાય વિકસ્વર થઈ ગયાં છે એવા ચોસઠ ઇંદ્રો મોટાં મોટાં વિષયસુખનો ત્યાગ કરીને આ લોકને વિષે પણ જન્માદિ કલ્યાણક મહોત્સવોને પ્રવર્તાવે છે એ હેતુને માટે ત્રણ જગતને આનંદ આપનાર ચંદ્ર સમાન તથા સુખની ખાણરૂપ હે પાર્શ્વનાથ ભગવાન્ આપ જય પામો જય પામો (૧૨)

નિમ્મલ કેવળ કિરણ નિયર વિહુરિયતમ પહયર
દંસિય સયલ પયથ્થ સથ્થ વિથ્થરિય પહાયર ।
કલિ કલુસિય જણઘુય લોય લોયણહ અગોયર
તિમિરઈ નિરૂ હર પાસનાહ ભુવણત્તય દિણયર ॥

નિર્મલ કેવળજ્ઞાનની કાંતિના સમુહ વડે જેણે અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કર્યો છે, જેણે સમસ્ત પદાર્થોનો સમુહ દેખાડયો

જગદીશ્વર આજ તમારી મહા શાંત મુદ્રા જોઈને, નેત્રો વિકસ્વર થતાં તેમાંથી જે હર્ષના આંસુની ધારાઓ વરસે છે. તેથી ઘણા કાળનો દુઃખરૂપ અગ્નિ જેમનો શમી જાય છે અને આનંદથી રોમે રોમે વિકસ્વર થયેલા એવા દેવતા, મનુષ્યાદિ સર્વે ભક્તો પોતાના આત્માને પૂજ્ય, ધન્ય, કૃતપુન્ય કૃતાર્થ, ભાગ્યવંત અને પવિત્ર માને છે; તેથી કરીને ત્રણ જગતને આનંદકારી એવા ચંદ્ર સમાન હે પાર્શ્વનાથ ભગવાન તમે જય પામો (૧૧)

તુહ કલ્લાણ મેહસુ ઘંટ, ટંકારવપિલ્લિય
વલ્લિર મલ્લ મહલ્લ ભત્તિ, સુરવર ગંજુલ્લિય ।
હલ્લુ પ્ફુલિય પવત્તયંતિ ભુવણેવિ મહુસવ
ઈય તિહુઅણ આણંદ ચંદ જય પાસ સુહુબ્ભવ ॥

હે ભગવાન્ ! આપના કલ્યાણકના ઉત્સવને વિષે સુઘોષા નામે મહોત્સવને જણાવનારી ઘંટાનો શબ્દ સાંભળીને જલ્દીથી ચાલવાથી જેમના પુષ્પ હારો પણ હાલી જાય છે, મોટી ભક્તિ વડે જેમના રોમરાય વિકસ્વર થઈ ગયાં છે એવા ચોસઠ ઇંદ્રો મોટાં મોટાં વિષયસુખનો ત્યાગ કરીને આ લોકને વિષે પણ જન્માદિ કલ્યાણક મહોત્સવોને પ્રવર્તાવે છે એ હેતુને માટે ત્રણ જગતને આનંદ આપનાર ચંદ્ર સમાન તથા સુખની ખાણરૂપ હે પાર્શ્વનાથ ભગવાન્ આપ જય પામો જય પામો (૧૨)

નિમ્મલ કેવળ કિરણ નિયર વિહુરિયતમ પહયર
દંસિય સયલ પયથ્થ સથ્થ વિથ્થરિય પહાયર ।
કલિ કલુસિય જણઘુય લોય લોયણહુ અગોયર
તિમિરઈ નિરૂ હર પાસનાહ ભુવણત્તય દિણયર ॥

નિર્મલ કેવળજ્ઞાનની કાંતિના સમુહ વડે જેણે અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કર્યો છે, જેણે સમસ્ત પદાર્થોનો સમુહ દેખાડ્યો

છે, જેમની કાંતિનો સમુહ વિસ્તાર પામ્યો છે, કર્મ મલ વડે મલિન થયેલા પાપી મનુષ્યો રૂપી ઘુવડના નેત્રોને અગોચર અને ત્રણ જગતને પ્રકાશીત કરનાર સૂર્ય સમાન હે પાર્શ્વનાથ ભગવાન ! આપ અમારા અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરો (૧૩)

તુહ સમરણુ-જલ વરિસ સિત્ત, માણુત્ર મઈ મેઈણિ
અવરાવર સુકુ મથ્થ બોહ કંદલદલ રેહણિ ।
જાયઈ ફલ ભર ભરિય હરિય દુહ દાહ અણોવમ
ઈય મઈ મેઈણિ વારિવાહ દિસ પાસ મઈ મમ ॥

હે સ્વામિન્ મનુષ્યની બુદ્ધિરૂપ પૃથ્વી તમારા સ્મરણ રૂપ જળવડે સિંચન થઈ તો તે પૃથ્વીમાં જીવાજીવાદિ તત્ત્વ જ્ઞાનરૂપ અંકુરા તથા પત્ર ઉત્પન્ન થાય છે અને તે લતાને દેશ વિરતિ તથા સર્વ વિરતિ ફળ લાગે છે અને તે દુઃખ માત્રને હરનારી અને અનુપમ થાય છે. અર્થાત્ મેઘ વરસવાથી જેમ પૃથ્વી કંદપત્ર સહિત પ્રફુલ્લિત સંપૂર્ણ ફલવાળી દાહરહિત થાય છે એમ તમે મારી બુદ્ધિ પ્રફુલ્લિત તથા વાંછિત ફળ સહિત અને ચિંતા રૂપ અતાપે રહિત કરો એટલે કે સમ્યક્ જ્ઞાનરૂપ બુદ્ધિ આપો. (૧૪)

કય વિકલ કલ્લાણ વલ્લિ ઉલ્લૂરીય દુહવણં
દાવિય સગ્ગ પવગ્ગ મગ્ગ દુગ્ગઈ ગમ વારણ ।
જય જંતુહ જણએણ તુલ્લ જં જણિય હિયાવહુ
રમ્મુ ધમ્મુ સો જયઉ પાસ, જયજંતુ પિયામહુ ॥

સુંદર કલ્યાણની વેલ જેમણે કરી છે, દુઃખરૂપ વનનો જેમણે નાશ કર્યો છે, સ્વર્ગ અને મોક્ષનો માર્ગ જેમણે દેખાડ્યો છે. દુર્ગતિમા પડતા પ્રાણીની રક્ષા કરનારા, જગત્રયના જીવોના પિતા સમાન, મહા હિતકારી અને મહા રમણીય એવા ધર્મને

ઉત્પન્ન કર્યો છે અને જેઓ જગતના પિતામહ છે એવા હે પાર્શ્વનાથ ભગવાન તમો જય પામો જય પામો. (૧૫)

ભુવણ્ણારણ્ણ નિવાસ દરિય પર દરિસણ દેવયા
જોઈણિ પૂયણ ખિત્તવાળાખુદ્દાસુર પસુવય ।
તુહ ઉત્તઠ્ઠ સુનઠ્ઠ સુટ્ઠુ અવિસંઠુલુ ચિટ્ઠાહિ
ઉય તિહુઅવણ સિંહ પાસ પાવાઈ પણાસહિ ॥

જગતરૂપ અરણ્ય વિષે જેમનો નિવાસ છે એવાં મદ સહિત અન્ય દર્શનના દેવતા; દુષ્ટ મંત્રો જેણે સિદ્ધ કર્યા છે એવી મનુષ્ય જાતિની સ્રીઓ, દુષ્ટ વ્યંતરીઓ, ક્ષેત્રના નાયક એવા વ્યંતર દેવ, દુષ્ટ એવા ભુવનપતિ પ્રમુખ અસુર દેવો તેજ જાણે પશુના સમુહ તે તમારી થંકી ત્રાસ પામીને અદ્રષ્ટપણે અતિશય સાવધાન પણે ભય રહિત રહે છે એ હેતુ માટે હે ત્રણ જગતરૂપ વનને વિષે સિંહ સમાન તેઓ તમને ઉપદ્રવ કરી શકતા નથી એટલું જ નહિ પણ તમારી સ્તુતિ કરનારને પણ ઉપદ્રવ કરી શકતા નથી એવા હે પાર્શ્વનાથ ભગવાન્ મારા સર્વ પાપોનો નાશ કરો. (૧૬)

ફણિ ફણહાર ફુરંત રયણકર રંજીય નહયલ
ફલિણી કંદલ દલ તમાલ નિલુપ્પલ સામલ ।
કમઠાસુર ઉવસગ્ગ વગ્ગ સંસગ્ગ અગંજીય
જય પચ્ચખ્ખજિણેસ પાસ થંભણય પુરઠ્ઠિય ॥

હે સ્વામિન્ ! ફણીધર કહેતાં ધરણેંદ્રની ફણાઓ વિષે અતિશય વિસ્તાર પામતા રત્નના કિરણોએ જે આકાશ તળને રંજ્યું છે. તેને વિષે રાયણ વૃક્ષના નવા અંકુરા, પાંદડાં તથા તમાલ વૃક્ષનાં પાંદડાં તથા કાલું કમલ જેવા શ્યામ નીલ કાંતિ-

વાલા અને કમઠ નામના અસુરના ઉપસર્ગથી પરાભવ ન પામેલા અને મને દર્શન આપનારા પ્રત્યક્ષ એવા સ્થંભનપુરમાં રહેલા પાર્શ્વનાથ ભગવાન જય પામો. (૬૭)

મહ મણુતરલુ પમાણુ નેય વાયાવિ વિસંહુલુ
નેય તણુરવિ અવિણય સહાવું અલસ વિહલંઘલુ ।
તુહ માહપ્પુ પમાણુ દેવ, કારુણ્ણ પવિત્તઉ
ઇય મઈ મા અવહીરિ, પાસ પાલિહિ વિલવંતઉ ॥

હે ભગવાન મારૂં મન પ્રસન્ન છે અથવા થાય તેનું કાંઈ પ્રમાણ નથી કારણ કે તે ચંચળ છે, મારી વાણી પણ પ્રસન્ન છે અથવા થાય તેનું પણ પ્રમાણ નથી, કારણ કે તે ચળવિચળ છે, મારૂં શરીર પણ અવિનિત છે, આળસે કરીને પરવશ છું, પણ તમારૂં મહાત્મ્ય જ એક પ્રમાણ ભૂત છે, તેજ પરમ શુદ્ધ છે, તમારી કરૂણાએ વડે જ હું પવિત્ર છું માટે મારી અવગણના કરશો નહિ પણ સેવક જાણીને મારૂં પાલન કરો. (૬૮)

કિં કિં કપ્પિઉ નેય કલુણુ કિં કિં વ ન જંપિઉ
કિં વ ન ચિટ્ઠિઉ કિટ્ઠ દેવ દીણયમવલંબિ ઉ ।
કાસુ ન કિય નિપ્ફલ્લ લલ્લિ અમ્હેહિ દુહત્તિહિ
તહવિ ન પત્તઉ તાણું કિંપિ પઈ પહુ પરિચત્તિ હિ ।

હે પાર્શ્વનાથ ભગવાન્! આપે તજી દીધેલા એવો હું બીજે કોઈ પણ સ્થળે ગયો તેટલી દીનતા દેખાડયા છતાં કાંઈ વળ્યું નહિ, હે ભગવાન્! દુઃખે પીડાતા એવા અમોએ શું શું ચિન્તવન નથી કર્યું? શું શું નથી બોલ્યા? કાયાને શું કષ્ટ નથી આપ્યું.? દીનપણાને ધારણ કરી કર્યા દેવની આગળ નિષ્ફળ એવી મધુરી વાણી નમ્રતા પૂર્વક નથી બોલ્યો? પણ તમારાથી

પરિત્યાગ કરાયેલો એવો હું કોઈથી પણ રક્ષણ ન પામ્યો. મારા કષ્ટનું નિવારણ કરવાને તમે જ સમર્થ છો. માટે કષ્ટનું નિવારણ થવા તમારી જ પ્રાર્થના સફળ થાઓ. (૧૯)

તુહુ સામિઉ તુહુ માય બપ્પુ તુહુ મિત્ત પિયંકરૂ
તુહ ગઈ તુહુ મઈ તુહુ જિ તાણુ તુહુ ગુરૂ ખેમંકરૂ ।
હઉં દુહભર ભારિઉ વરાઉ રાઉ નિબ્ભગ્ગહ
લીણઉ તુહુ કમકમલ સરણું જિણ પાલહિ ચંગહ ॥

હે સ્વામિન્ ! આ જગતને વિષે તમે જ એક મારા સ્વામિ છો, તમે જ મારી માતા છો, તમે જ મારા પિતા છો, તમે જ મારા પ્રીય કરનારા મિત્ર છો, તમે જ મારી ગતિ છો, તમે જ મારી મતિ છો, તેમજ મારૂં રક્ષણ કરનાર અને કલ્યાણ કરનાર તેમજ મારા ગુરૂ છો. કેમકે ગુ એટલે અજ્ઞાન અને રૂ એટલે રૂંધનાર—અજ્ઞાનને રૂંધનાર તેજ ગુરૂ–દુઃખના સમુહ વડે ચારે પાસથી ઘેરાયેલો એવો નિર્ભાગી પુરુષોમાં શિરોમણિ એવો હું તમારા ગુણોમાં લીન થયેલો એવો હું તમને જ આશ્રીને રહેલો છું અને મને તમારા જ ચરણ કમળનું શરણ છે માટે હે જિનેશ્વર દેવ ! તમે મારૂં રક્ષણ કરો—પાલન કરો. (૨૦)

પઈ કિવિકય નીરોય લોય કિવિ પાવિય સુહુસય
કિવિ મઈમંત મહંત કેવિ કિવિ સાહિય સિવપય ।
કિવિ ગંજીય રિઉવગ્ગ કેવિ જસ ધવલિય ભૂયલ
મઈ અવહીરહિ કેણ પાસ સરણાગય વચ્છલ ॥

હે ભગવાન્ ! આપે કેટલાક ભક્તોને રોગરહિત કર્યા છે, કેટલાકને સુખી કર્યા છે, કેટલાકને બુદ્ધિવાન કર્યા છે કેટલાકને મહંત-મહા ગુણવાન સજ્જન- કર્યા છે, કેટલાકને શિવપદ આપ્યું છે, કેટલાકને સ્હેજમાં શત્રુઓનો પરાજય કરીને જય પમાડયા છે, વળી કેટલાકનો યશ જગતમાં પ્રસરાવ્યો છે, તો હે શરણાગત વત્સલ શા માટે મારી અવગણના કરો છો ? (૨૧)

પચ્ચુવયાર નિરીહનાહ નિપ્પન્ન પઓયણ
તુહ જિણ પાસ પરોવયાર કરણિક્કપરાયણ ।
સત્તુમિત્ત સમચિત્ત વિત્તિ નયનિંદય સમમણ
મા અવહીરિય જુગ્ગઓવિ મઈં પાસ નિરંજણ ॥

હે સ્વામિન્ ! કેવળ પરમાર્થબુધ્ધિએ કરેલા ભાવથી જ પરંતુ એકાંત હિત કરવાની અપેક્ષાથી ઉપકાર કરનારા, વળી આપ સર્વાર્થસિધ્ધ પ્રભુ છો, આપ સદાકાળ રાગદ્વેષ રહિત છો, મહા સમતાભાવે વર્તનારા છો, પારકા પર ઉપકાર કરવાને સદા તત્પર છો, વળી શત્રુ અને મિત્ર ઉપર સમાન ચિત્તવાળા છો, આપની સ્તુતિ કરનાર અને નિંદા કરનાર બન્ને ઉપર સમાન ચિત્ત રાખનારા છો, માટે હે નિરંજન નિરાકારી વિતરાગ પાર્શ્વનાથ પ્રભુ તમો મારી અવગણના ન કરો પણ કૃપાદૃષ્ટિ કરો જેથી મારૂં સઘળું કાર્ય સિધ્ધ થાય. (૨૨)

હઉં બહુવિહ દુહત્તગત્ત તુહ દુહ નાસણપરૂ ।
હઉં સુયણહ કરૂણિક્કઠાણુ તુહુ નિરૂ કરૂણાયરૂ ।
હઉં જિણ પાસ અસામિસાલુ તુહુ તિહુઅણ સામિય,
જં અવહીરહિ મઈ ઝખત ઇય પાસ ન સોહિય ॥

હે સ્વામિન્ ! ઘણા પ્રકારના દુઃખ વડે તપ્ત થયેલું છે જેનું શરીર એવા હું છું અને આપ દુઃખનો નાશ કરવામાં સદા તત્પર છો. હું સજ્જનોને કરૂણા કરવા યોગ્ય છું અને આપ કરૂણાના નિધાન છો. હું સ્વામિપણાએ રહિત દીન, અનાથ, સર્વ પ્રકારના દરિદ્રપણાએ શોભતો છું અને આપ ત્રણ ભુવનના સ્વામિ અને સર્વ પ્રકારના ઐશ્વર્યવડે શોભના છો. એવી રીતે વિલાપ કરનાર એવા મને આપ અવગણો તે શોભતું નથી માટે હે દેવ ! પ્રસન્ન થાઓ. (૨૩)

જુગ્ગા જુગ્ગ વિભાગ નાહ નહુ જોયહિ તુહ સમ,
ભુવણુવયારસહાવભાવ કરૂણારસસત્તમ ।
સમવિસઈમિ કિંઘણુ નિગ્ઘઈ ભુવિદાહસમંતઉ,
ઈય દુહિ બંધવ પાસ નાહ મઈપાલ થુણંતઉ ॥૨૪॥

હે સ્વામિન્ ! જગત ઉપર ઉપકાર કરનાર એવો જેમનો સ્વાભાવિક અભિપ્રાય છે. અને જેઓ દયારસ વડે શ્રેષ્ઠ છે એવા આપ જેવાં મોટા પુરૂષો આ યોગ્ય છે અને આ અયોગ્ય છે એવો વિચાર કરતા જ નથી. પૃથ્વીના દાહને શમાવતો મેઘ વરસતી વખતે આ સ્થાન ઊંચું છે અને આ સ્થાન નીચું' છે એવો વિચાર કરતો જ નથી. તે પ્રમાણે આપ પણ દુઃખી ઉપર દયા કરતી વખતે સાર અસારનો વિચાર કરતા નથી એ હેતુ માટે દુઃખી જનના દુઃખનો નાશ કરનાર અને દુઃખી જનના બાંધવ સમાન હે પાર્શ્વનાથ પ્રભુ ! સ્તુતિ કરનાર એવા મારૂં પાલન કરો. (૨૪)

નય દીણુહ દીણયું મુયવિ અન્નુવિ કિવિ જુગ્ગય,
જં જોઈવિ ઉવયાર કરહિ ઉવયાર સમુજ્જય ।
દીણુહ દીણું નિહિણું જેણ તઈનાહિણ ચત્તઉ
તો જુગ્ગઉ અહમેવ પાસ પાલહિ મઈ ચંગઉ ॥૨૫॥

હે ભગવાન્ ! ઉપકાર કરવાને ઉદ્યમંવત થયેલા એવા મોટા પુરૂષો જે યોગ્યતાની ગવેષણા કરીને સહુ સહુની યોગ્યતા પ્રમાણે તથાવિધ ઉપકાર કરે છે. તેવી યોગ્યતા તો રંક પુરૂષોની રંકપણાને મુકીને બીજી કોઈ પણ યોગ્યતા નથી એટલે રંક પુરૂષોનું રંકપણું મુકીને બીજી યોગ્યતા દયા કરવાને ખોળવી પડતી નથી. અર્થાત્ હું રંકથી રંક છું અતિશય નિર્બલ છું, લઘુ છું, તુચ્છ છું, કારણ કે હે સ્વામિન્ આપે મારો ત્યાગ કરેલો છે તેથી હું જ કૃપા કરવાને

યોગ્ય છું. માટે હે પાર્શ્વનાથ ભગવાન ! જેમ મારું કલ્યાણ થાય તેમ પાલન કરો–રક્ષણ કરો (૨૫)

અહ અન્નુવિ જુગ્ગય વિસેસુ કિંવિ મન્નહિ દીણહ
જં પાસિવિ ઉવયારૂ કરઈ તુહ નાહ સમગ્ગહ ।
સુચ્ચિય કિલ કલ્લિણુ જેણુ જિણ તુમ્હ પસીયહ
કિં અન્નિણુ તંચેવ દેવ મા મઈ અવહીરહ ॥૨૬॥

હે ભગવાન્ ! હવે આપ બીજી કોઈપણ યોગ્યના વિશેષ જોઈને ઉપકાર કરતા હો તો સમસ્ત રંકપુરૂષોની યોગ્યના વિશેષને દેખીને ઉપકાર કરો છો, તો હે જિન પરમાત્મન્ ! જેણે કરીને તમે પ્રસન્ન થાઓ તે જ યોગ્યના વિશેષ નિશ્ચે કરીને જીવને કલ્યાણકારી થાય છે. બીજા કોઈ પણ હેતુએ કરીને શું પ્રયોજન છે ? અર્થાત્ કાંઈ પણ નહિ. જે ભક્તિ, વિવેક આપની પ્રસન્નતા મેળવી શકે. તે જ તે ભક્તની ખરેખરી યોગ્યના વિશેષ છે. માટે હે દેવ, તે જ યોગ્યના વિશેષને કરો. પણ મારી અવગણના નહિ કરો. (૨૬)

તુહ પથ્થણ નહુ હોઈ વિહલુ જિણ જાણઉ કિંપુણ
હઉ દુક્ખિય નિરૂ સત્તચત્ત દુક્કહુ ઉસ્સુયમણ
તમન્નઉ નિમિસેણ એઉ એઉ વિ જઈ લબ્ભઈ
સચ્ચં જં ભુક્ખિયવસેણ કિં ઉંબરૂ પચ્ચઈ ॥૨૭॥

હે સ્વામિન્ આપને કરેલી પ્રાર્થના કદી પણ નિષ્ફલ જતી નથી એમ તો હું નિશ્ચે જાણું છું. તો પણ હે પ્રભુ ! હું અત્યંત દુઃખવડે કરીને પીડિત, હેરાન થયેલો અને સર્વ સત્વે કરીને રહિત બની ગયેલ છું તેથી જ દુઃખના ખેદ અને શ્રમના પરિતાપવડે કરીને રોગ મટાડવાને અત્યંત ઉત્સુક બનેલો છું. તેથી વારંવાર આતુરપણાએ વ્યાકુળ થઈને આમ મારા દુઃખની

શાંતિને અર્થે પ્રાર્થના કરૂં છું. વળી હું જાણું છું કે આ ફળ રહ્યું. આ વસ્તુની પ્રાપ્તિ રહી, આંખના એક પલકારામાં મળી જાય એવી ઉત્સુકતા થાય છે. તે અત્યંત દુઃખના ભારને લઈને છે. શું અત્યંત ભુખ લાગી હોય તેથી કાંઈ ઉંબરાના વૃક્ષ પાકી જાય ? અર્થાત્ ઉતાવળે આંબા પાકતા નથી તે પણ સમજું છું છતાં પણ આતુરતાને લીધે વારંવાર મારૂં દુઃખ મટાડવાને વિનંતિ કરૂં છું (૨૭)

તિહુઅણ સામિય પાસ નાહ મઈ અપ્પુ પયાસિઉ
કિજ્જઉ જં નિયરૂવ સરિસુ ન મુણઉ બહુ જંપિઉ ।
અન્નુ ન જિણ જગ્ગિ તુહ સમોવિ દાખિન્નુ દયાસઉ
જઈ અવગન્નસિ તુંહજિ અહહ કહ હોસુ હયાસઉ ॥૨૮॥

હે ત્રણ જગતના ધણી, હે પાર્શ્વનાથ પ્રભો, મેં મારૂં જેવું દુઃખ સ્વરૂપ હતું તેવું અથવા સારૂં જેવું મનનું વાંછિત હતું તેવું આપને પ્રકાશ કર્યું એટલે કે કહી દેખાડયું. કારણકે મને ઘણું બોલતાં આવડતું નથી. તે કારણ માટે પોતાના સ્વભાવને યોગ્ય એવું એટલે આપ મહાદયાળુ સ્વભાવવંતને જ ઉચિત લાગે તે કરો. આપ જેવો જગતમાં ડહાપણવાળો, દયાળુ કોઈપણ અન્ય પુરૂષ નથી. હવે જો આપ મારી અવગણના કરશો તો જેની સર્વ આશા નાશ પામી છે અને જે હતાશ થયો છે એવો જે હું તેના શા હાલ થશે.

જઇ તુહ રૂવિણ કિણિવિપેય પાઈવા વેલવિયઉ
તુવિ જાણાઉ જિણ પાસ તુમ્હિ હઉં અંગીકરિઉ ।
ઈયિ મહ ઈચ્છિઉ જં ન હોઈ સા તુહ ઓહાવણુ
રક્ખં તહ નિયકિત્તિ ણેય જુજ્જઈ અવહીરણ ॥૨૯॥

હે જિન પરમાત્મન્! હે પાર્શ્વનાથ પ્રભો ! આપના રૂપે કરીને પ્રેત સરખા કોઈ પુરૂષે એટલે પાર્શ્વનામે યક્ષાદિક અથવા કોઈ વ્યંતર દેવથી જો હું ઠગાયો હોઉં તો પણ આપે જ જાણો મારો અંગીકાર કર્યો છે એવી રીતે હું જાણું છું એ હેતુ માટે હવે આ મારૂ ઇચ્છિતું કાર્ય સિદ્ધ ન થાય તો તે તમારી તમારી અપભ્રાજના લઘુતાઈ છે. કારણકે પોતાની કીર્તિની રક્ષા કરતા એવા આપની અપકીર્તિ ન થવી જોઇએ માટે શિઘ્ર પ્રસન્ન થાઓ. (૨૯)

એહ મહારિય જત્ત દેવ ઇહુ ન્હવણ મહૂસઉ
જં અણુલિય ગુણ ગહણ તુમ્હ મુણિજણ અણિ સિદ્ધઉ
એમ પસીય સુપાસ નાહ થંભણય પુરટ્ઠિય
ઇય મુણિવરૂ સિરિ અભયદેઉ વિન્નવઈ અણિંદિય ॥૩૦॥

હે દેવ પ્રત્યક્ષ થયેલા એવા જે આપ તેજ હે પ્રભુ આ મ્હારી યાત્રા છે. આજ મ્હારો સ્નાત્ર મહોત્સવ માનું છું કેમકે આપનું મુનિજનોએ નહિ નિષેધ કરેલું તથા વિદ્યમાન સાક્ષાત્ ગુણોનું ગ્રહણ કરેલ છે જેમાં એવું આ સ્તોત્ર મેં રચ્યું. માટે મારી ઉપર પ્રસન્ન થાઓ. કારણકે રાજાદિકના ગુણ ગ્રહણ કરવા તથા બોલવા તે મુનિને નિષેધ છે. કેમકે તેઓ પાપી હોય તથા જે ગુણ તેઓમાં ન હોય તેવા ગુણ કહેવા પડે ઇત્યાદિક દોષ છે. પણ આ સ્તોત્ર તો મુનિજનને પણ ભણવા યોગ્ય છે. તેથી ગૃહસ્થે તો અવશ્ય પાઠ કરવો જોઇએ. હે પ્રભો ! જે તમારી યાત્રા કરે, તથા સ્નાત્ર મહોત્સવ કરે તથા જે તમારા આ સ્તોત્રનો પાઠ કરે તેના ઉપર પ્રસન્ન થાઓ, સ્થંભનપુરને વિષે રહેલા એવા હે પાર્શ્વનાથ પ્રભો આવી રીતે ત્રણ લોકના લોકોને મનોવાંછિત પૂરક એવા આ સ્તોત્રને દેખીને પ્રશંસા કરાયેલા એવા વળી મુનિમાં શ્રેષ્ઠ એવા શ્રી અભયદેવસૂરિ મહારાજાએ આપને એ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી ૩૦

શ્રી બુદ્ધિસાગરસૂરીશ્વરજી મહારાજના શિષ્ય, શ્રી જિનચંદ્ર સૂરીશ્વરજી મહારાજના ગુરૂભાઈ, અને શ્રી પ્રસન્નચંદ્રસૂરીશ્વરજી મહારાજના ગુરૂ શ્રી અભયદેવસૂરીશ્વરજી મહારાજા કે જેઓ વિક્રમ સંવત ૧૧૦૦ની શરૂઆતમાં તથા તે પહેલાં થઈ ગયા અને જેઓએ નવાંગી ટીકાની રચના કરી તે અભયદેવસૂરીશ્વરજી વિરચિત આ શ્રી જયતિહુઅણ સ્તોત્ર સમાપ્ત થયું. (૩૦)

---